# પ્રતીક્ષા

રમણિક અરાલવાળા

[illegible]
[illegible]

શંભુ · ચોકસી બ્રધર્સ · બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ
બાલા હનુમાન
વિ. સં. ૧૯૯૮ અમદાવાદ ઈ. સ. ૧૯૪૧

પ્રથમાવૃત્તિ ૧૧૦૦ · કાર્તિક ૧૯૯૮

મુદ્રક · બચુભાઈ રાવત · કુમાર પ્રિન્ટરી · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ
પ્રકાશક · રતિલાલ હીરાચંદ ચોકસી · સંચાલક · ચોકસી બ્રધર્સ
બાલા હનુમાન · અમદાવાદ

# નિવેદન

ઈ.સ. ૧૯૩૩થી આજ દિન સુધીના ગાળામાં લખાએલી કૃતિ-ઓમાંથી કેટલીક ચૂંટીને અત્રે એકત્રિત કરી છે. યુગવ્હેણ-ની ઉત્તમ કે ઉચિત અસરો ઝિલાવી અને ઝિલાયા છતાં ય તેમાંથી સારી કૃતિ બની આવવી તે તો કલા કે કલ્પનાના પ્રદેશમાં કેવળ આકસ્માતની કે 'દા દેવો હરિહાથ' જેવી હકીકત છે; જ્યારે 'આમાં જ કવિતા', 'આ જ કવિતા' અથવા 'આ રીતે જ કવિતા' એમ માનીને, સરવાળે શૂન્ય તરફ લઈ જતી અસરો વા તેવાં આલેખનોથી નિર્લેપ રહેવું, તે તો આજે ય અગ્નિસ્નાન કરીને ઊઘડતા ફૂલની જેમ બહાર આવતી કોઈ સત્યયુગકાલીન સતીના શીલ સરખું ચમત્કારી તત્ત્વ છે. સૌની શક્તિઓ આ વિધાનને ન ગાંઠે તે દેખીતું છે, પણ કવિતાની નિશાળમાં ભાંગીતૂટી સ્લેટ પર એકડિયું ઘૂંટનારનો અસ્થિર હાથ એકડાને બદલે લીટા ય તાણી નાખે ને કેટલીકવાર લીટામાં જ રાચે એ ય ઓછું સંભવિત નથી. ને એવી રમતમાં આકસ્માતે વળી ગયેલા સાચા એકડા તો કેટલા વિરલ? આ મર્યાદાને નમ્રતાપૂર્વક સ્વીકારીને, જેવી છે તેવી મારી કૃતિઓનો આ સંગ્રહ, ગૂજરાતની કાવ્યરસિક જનતા આગળ સાદર રજૂ કરૂં છું.

ગયા જાન્યુઆરીમાં સંગ્રહનું નક્કી કર્યું ત્યારે ગણતરી તો એવી હતી કે એપ્રિલથી મોડું નહિ થાય; પણ અમદાવાદ અને મુંબાઈનાં કોમી રમખાણોને લઇને અનિવાર્ય અંતરાયો આવી પડતાં અગાઉની જાહેરાતને મુકાબલે અસાધારણ ઢીલ થઈ ગઈ છે. વળી ચાલુ યુદ્ધની વધતી જતી વ્યાપકતાને લઇને હરેક ક્ષેત્રમાં મોંઘવારી અસહ્ય થઈ પડી છે; છતાં ય, પ્રકાશકો—મેસર્સ ચૉકસી બ્રધર્સ—હરેક બાબતમાં મારી

રુચિને અનુસર્યા છે ને માથે લીધેલું પ્રકાશન ધીરજથી પાર પાડ્યું છે. આ પેઢીના સંચાલક ભાઈશ્રી રતિલાલ ચૉકસીની સાહસબુદ્ધિ ને સહનશીલતા માટે આ પ્રકાશન હમેશનું ઋણી છે.

જોડણી વિદ્યાપીઠના જોડણીકોષ અનુસાર રાખી છે. છંદ, ઢાળ કે લયનાં નામ આજના કાવ્યરસિક વર્ગની દૃષ્ટિએ નિત્યપરિચિત ગણીને કાવ્ય સાથે મૂક્યાં નથી, પણ ટિપ્પણને છેડે રચ્યા તારીખ તથા પ્રથમ પ્રસિદ્ધિવાહનના નિર્દેશ સાથે મૂક્યાં છે.

લેખકને માન્ય હોય તેટલે દૂર સુધીનો અથવા તો તેટલો જ અર્થ લેવાને વાચક બંધાએલ છે એવું ભાગ્યે જ કહી શકાય. તે અંગે તો સૌ કોઈ પોતપોતાની રુચિશક્તિ, સંસ્કાર અને વિવેકબુદ્ધિ-પ્રાપ્ત મર્યાદાનુસાર સ્વતંત્ર છે એમ લેવું જ ઠીક પડશે; છતાં ય દરેક કૃતિને અંગે અથવા અમુક ચોક્કસ સંદર્ભમાં લેખકને પોતાને જે કંઈ કહેવાનું છે તે તો આ જ કે આટલું જ એવું ચોખ્ખું કરી આપવાના ઇરાદાથી ટૂંકા અર્થસ્ફોટક ટિપ્પણને આવશ્યક માન્યું છે. તે ઉપરાંત એક બીજો હેતુ પણ ટિપ્પણ મૂકતી વખતે નજર આગળ રહ્યા કર્યો છે અને તે એ કે પાઈનો હિસાબ મેળવવા ખાતર આનાનું દિવેલ બાળવાની પ્રવૃત્તિમાંથી વાચકને બચાવવા. પણ આ બધું ય અધિકારપ્રાપ્ત વિદ્દ્જનોની ક્ષમાયાચના સાથે જ, કે જેમને આમાંથી કશાયની અગત્ય જ નથી.

શ્રી કેશવ હ. શેઠ, શ્રી સુન્દરમ્, શ્રી ઉમાશંકર જોષી અને શ્રી મોહિનીચન્દ્રાદિ કવિમિત્રોના સહચાર અને સૌજન્ય દ્વારા મારી આછીપાતળી પ્રવૃત્તિને પણ શરૂઆતથી પોષણ ને ઉત્તેજન મળ્યાં કર્યું છે; તેમાં ય ભાઈશ્રી ઉમાશંકરે તો પોતાના અનેકવિધ વ્યવસાયો અને અનિવાર્ય વિટંબણાઓની વચ્ચે પણ આ સંગ્રહનાં પ્રવેશક અને ટિપ્પણ

મારા તરફના પૂરા પ્રોત્સાહક સ્વારસ્યથી લખી આપ્યાં છે, એટલું જ નહિ પણ સંગ્રહના સમગ્ર સંપાદનને પણ પોતાની અનેકરંગી સર્ગ-શક્તિનો સાથ આપીને મમત્વપૂર્ણ મિત્રકૃત્ય કર્યું છે.

અત્રે સંગ્રહાએલ તમામ કૃતિઓ આપણાં વિવિધ સામયિકોમાં અત્યાર અગાઉ પ્રસિદ્ધ થઈ ગયેલી છે. ગૂજરાતની કાવ્યરસિક-જનતાની દૃષ્ટિ સુધી આ કૃતિઓને પહોંચાડવામાં તે તે સામયિકોના તંત્રી-મિત્રોની અમીદૃષ્ટિનો ફાળો પણ નાનોસૂનો નથી.

વળી આ પ્રકાશનને અંગે જોઈતા હતા તેવા કાગળ સમયસર મેળવી આપવામાં મુંબાઇના પેપર મર્ચન્ટ શ્રી મોહનલાલ છોટુભાઇની કંપનીવાળા શ્રી છોટુભાઈ ડી. શાહે તેમજ અન્ય પ્રકારે શ્રી રમણિકલાલ કિ. મહેતા અને 'કસોટી' સાપ્તાહિકના તંત્રી શ્રી કાન્તિલાલ હ. પરીખે બહુમૂલ્ય સાથ આપ્યો છે.

પુસ્તકના બહીરંગની સફાઈ તથા મુદ્રણની સુઘડતાને કુમાર પ્રિન્ટરીના સમર્થ સંચાલનનો અંગત લાભ મળ્યો છે.

સંગ્રહના નામને અંગે જે કહેવાનું છે તે આમાંની પહેલી કૃતિ દ્વારા—કદાચ એથી સારી રીતે કનુભાઇએ એમના ચિત્ર દ્વારા—કહી જ દીધું છે. એનાથી વિશેષ ખુલાસો જો નામકરણને અંગે આવશ્યક હોય તો તે એટલો જ કે પ્રતીક્ષા પછીનું મિલન લખવા જેટલી શક્તિ, શ્રદ્ધા કે સાનુકૂલતા લેખકના ભાવિમાં હો વા ન હો, પણ એને પ્રિયતમ એવા પ્રસાદકિરણની કેવળ પ્રતીક્ષા પણ એને વંદ્ય જ છે.

**રમણિકલાલ બલદેવદાસ અરાલવાળા**

કાર્તિકિ પૂર્ણિમા · ૧૯૯૮
કોઠારી પોળ · ગાંધીમાર્ગ · અમદાવાદ

આ જ લેખકે કૃત

નગીનાવાડી (બાલગીતો)

હવે પછી

સાંદીપનિનાં રેખાચિત્રો

બાલગીતોનો બીજો સંગ્રહ

રાસસંગ્રહ

# પ્રવેશક

## ૧

ભાઈશ્રી અરાલવાળાનો આ પ્રથમ કાવ્યસંગ્રહ છે.[૧] પણ આપણા કાવ્યક્ષેત્રમાં એમનો પ્રવેશ છેક નવો નથી. સાતઆઠ વરસથી એમની રચનાઓ આપણાં જાણીતાં પત્રો દ્વારા કાવ્યરસિકો સમક્ષ રજૂ થતી રહી છે અને ગૂજરાતી કવિતાની આશારૂપ જે નવીન કવિતાલેખકો ગણાય તેમાંના એક ભાઈ અરાલવાળા પણ છે એવી સમજણમાં ફાળો આપવા સમર્થ પણ નીવડી છે એમ કહી શકાય એટલા પરિચયથી સંતોષ માનીને લેખક વિના-પ્રવેશકે પોતાની કૃતિઓ વાચકવર્ગ આગળ મૂકી શક્યા હોત. પણ કોઈ સહયોગીના શબ્દો સાથે જ કાવ્યો બહાર મૂકવાં એવો એમણે પોતાના સમકાલીન લેખક-મિત્રો પ્રત્યે આગ્રહભર્યો પક્ષપાત સેવ્યો. અને તે માત્ર પ્રવેશક પૂરતો જ નહિ. ટિપ્પણ પણ પ્રવેશક લખનારની પાસે જ તૈયાર કરાવવાની એમની દાનત. એ કામ મારે ભાગે આવ્યું છે. એ બજાવતાં રસજ્ઞ વાચકોને શરૂઆતમાં જ કહેવાનું કે પ્રારંભના આ શબ્દો અને અંતના ટિપ્પણને વેઢમીનાં આગળપાછળનાં ઘઉંનાં બે પડ સમાન તેઓ ગણે અને વચ્ચેના પૂરણ ઉપર જ વધારે ધ્યાન આપે.

આ દૃષ્ટાંતના અનુસંધાનમાં એક પ્રસંગ યાદ આવે છે તે કહું. આપણા એક પ્રૌઢ સાહિત્યકારે મને જમવા માટે નોતર્યો. સાહિત્યમાં એ ઘણા પ્રકારો ઉપર હાથ જમાવનારા એટલે ભોજનમાં એમની

૧ બાલગીતોનો એક સંગ્રહ 'નગીનાવાડી' તાજેતરમાં બહાર પડેલ છે.

પ્રીતિ કઈ વસ્તુ ઉપર ઊતરતી હશે એ વિષે હું વિચાર કરતો હતો ત્યાં એમણે જ ઉમેર્યું: 'વેઢમી કરાવીશ, પણ મારી રીતે. એ શરત કબૂલ હોય તો જમવા આવજે.' મેં કહ્યું: 'ગમે તે રીતની પણ વેઢમી હશે ને? એમાં શરત સામું જોવાનું તે હોય? હું આવીશ જ.' ગયો ત્યારે જોયું કે ઘઉંના બે પડનો પૂરણથી વિયોગ પાડવાને બદલે સાધીસાદી રોટલી જુદી કરી હતી અને પૂરણ જુદું રાખ્યું હતું! આ શરત મારે તો ઠીક કામમાં આવી. વેઢમી ખવડાવવાને બહાને લોકો આપણને સાથેસાથે રોટલી ખાવાની પણ ફરજ પાડે છે તેવું અહીં ન હતું, એટલે રોટલી તો રોજ ક્યાં નથી મળતી એમ કરી પૂરણને જ ન્યાય આપવા ઉપર ધ્યાન રાખ્યું!

કવિતાજગતમાં પણ ઉપરની શરત વધાવી લેવામાં આવે એવી મારી ખાતરી છે. પ્રસ્તાવનાઓ અને ટિપ્પણો—ફરજિયાત ઘઉંનાં બે પડ—કવિતારસિકોને પીરસવામાં ન આવે તો વચલા પદાર્થને તેઓ વધારે ન્યાય પણ આપી શકે. કવિતાના પરમ આસ્વાદનનો માર્ગ તો, જાણકારો કહે છે તેમ, તે કવિતાનું જ પુનઃપુનઃ ચર્વણ કર્યા કરવું એ છે; બીજી આળપંપાળનો ભાગ્યે જ કાંઈ અર્થ હોય. અત્યારે જોઈએ છીએ કે કવિતાની બે લીટી આપવા કરતાં કવિતા વિષે લાંબું લાંબું લખવાનો ઉત્સાહ વધારે દેખાય છે. કોઈ પણ કળામાં સહેજ નવું પ્રસ્થાન થાય એટલે થોડોક ઊહાપોહ પણ થવાનો જ; અને તેના સાન્ત્વન અર્થે, અથવા કહો કે પેલા પૂરણના રક્ષણ અર્થે, કાંઈક કરવાની જરૂર રહે. પણ હવે વાચકવર્ગ 'નવી' કહેવાતી કવિતાથી ઠીકઠીક ટેવાયો છે અને એ કવિતાલેખકોને કહેવા માંડે તો ખોટું નહિ કે 'ભાઈ, અમારે તો મમ્મમથી કામ છે. ટપૂટપૂથી નહિ.'

શ્રી અરાલવાળા અને એમના કાવ્ય વિષે જે બે વાત કહેવાની છે તે હું ઓછામાં જ કહીશ.

૨

શ્રી અરાલવાળા અલ્પશિક્ષિત કવિ છે. આ વાત એમના સંબંધમાં ઊડીને આંખે વળગે એવી છે. છતાં એમણે પોતાની જાતને કોઈને કોઈ રીતે કાંઇક કેળવવા પ્રયત્ન તો કર્યો જ હશે. નહિ તો ગૂજરાતી સાત ચોપડી જેણે પૂરી કરી નથી તેની કવિતાકૃતિ મૅટ્રિકની અભ્યાસપોથીમાં દાખલ થવા વારો ક્યાંથી આવે? ભાઈ અરાલવાળા નમ્ર અભ્યાસી છે, અનહદ જ્ઞાનપિપાસુ છે, એ હું જાણું છું. વચ્ચે દશ વરસ નોકરી ખેંચીને, હજી ઉંમર ક્યાં વહી ગઈ છે એમ કરી, આજે એમના જ્ઞાતિજનોનો ધન્યતાપાત્ર આશ્રય મળતાં એ પલાંઠી વાળીને સત્તાવીશમે વર્ષે નવેસરથી ભણવા બેઠા છે અને એમને 'गम्–गच्छति टु गो' કરતા સાંભળીને મારા જેવાનો આનંદ માતો નથી. અરાલવાળાનું કાવ્ય ભણી ૧૯૩૮માં વિદ્યાર્થીઓ મૅટ્રિકની પરીક્ષામાં બેઠા, અરાલવાળા હજી ૧૯૪૪માં એ પરીક્ષા આપશે. અને એમાં ખોટું શું છે? યુનિવર્સિટીના કર્ણધારો સર્જક પ્રતિભા જ્યાં પડી હોય ત્યાં તેને સામા જઈ અર્ઘ્ય આપે અને 'એ શાનો કવિ? એ તો અભણ છે!' કરી મુખ મચકોડે નહિ એમાં જ એમના મહાન પદની શોભા છે. અને સર્જક પણ આવી પરપોટિયા કીર્તિથી લુભાઈ જઈ 'અરે, મારી કવિતા ગોખીને વિદ્યાર્થીઓ જે પરીક્ષાઓમાં બેઠા તેમાં હું હવે બેસું?' એવો અહમ્ ન સેવે અને ભણવા જવામાં નાનમ ન અનુભવે એ એના જ લાભની વાત છે.

ખરી વાત તો એ છે કે કલાકારે તો પોતે જ પોતાની યુનિવર્સિટી બનવાનું છે. આપણે ત્યાં એવો પણ એક વિચાર પ્રચારમાં દેખાય છે કે અભ્યાસથી–વાચનથી મૌલિકતા હણાય છે અને પોતાના લખાણ સિવાય બીજું વાંચી શકવાને કેવળ અસમર્થ એવા વર્ગનું

અસ્તિત્વ હોવાનો પણ મને ભય છે. આ અજ્ઞાનનો કેફ એ તો કલાકારને માટે આત્મઘાતક ગણાય. તમે જગતને શીખવવા કે આનંદ આપવા નીકળ્યા છો તો આજ સુધી જે મહાપુરુષો શીખવતા કે આનંદ આપતા આવ્યા છે એમનો અવાજ તો બે ઘડી સાંભળી લો. એથી, કાંઈ નહિ તો, જગતને કાંઈક આપવા નીકળેલો માણસ પોતે કેવો સમૃદ્ધ હોવો જોઈએ એની તો ઝાંખી થશે. બીજું, તમારી ગણતરી કયા વર્ગમાં કરાવવાની તમારી એષણા છે? મહાન કલાસર્જકોના વર્ગમાં? તો તો તમારે જુદી સમજણ કેળવવી પડશે, કેમકે મહાન કલાસર્જકોનાં પગરખાંમાં બેસવાનો અધિકાર પણ સિદ્ધ કલાકૃતિઓના સતત પરિશીલન સિવાય મેળવી શકાય કે કેમ એ શંકાની વાત છે. અને એ વસ્તુ કલાકારે મેળેમેળે જ કરવાની રહે છે. કલાકારોના ભિન્નભિન્ન દેશકાલ અને ભિન્નભિન્ન શક્તિ તથા મર્યાદાઓને લીધે પ્રત્યેક કલાકારનો સાધનાપ્રકાર નિરનિરાળો જ રહેવાનો. એટલે તો કલાકાર પેદા કરવાની કોઈ નિશાળ હોઈ શકતી નથી. પોતાનાં દેશકાલ અને શક્તિમર્યાદાનો વિચાર કરી લઈ જે પોતાના સમસ્ત આંતરજીવનની કાયાપલટ કરવામાં, હૃદયપલટ સાધવામાં મચ્યો રહે છે એ કદીક કલાકાર નીવડી આવે; બીજાઓનું ન જાને. અપૂર્વ મૌલિકતાસંપન્ન કવિ શેક્સપિયર કોઈ મહાશાળામાં ભણેલો ન હતો. તો પછી એની કવિતામાં જે શક્તિ છે તે આવી ક્યાંથી? ગુણલુબ્ધ વિવેચકો આ કવિને કુદરતની કોઈ ગયબી કરામત રૂપે ઓળખાવી કૃતકૃત્ય થતા. પણ કોલરિજના શબ્દો સાંભળવા જેવા છે. એ કહે છે, 'ત્યારે આપણે શું કહીશું? આમ જ વળી: કે શેક્સપિયર માત્ર પ્રકૃતિનું બાળક ન હતો, કે ન હતો પ્રતિભાનું કોઈ સ્વયંચાલિત યંત્ર. ન તો એ હતો પ્રેરણાનું નિષ્ક્રિય વાહન, જેનો કોઈ સત્ત્વે કબજો લીધો હોય, અને નહિ કે જેણે પોતે તે સત્ત્વનો. એવા મોટા શેક્સપિયરે પણ,

ભાઇ, પહેલાં ધીરજપૂર્વક અભ્યાસ કરેલો, ગહનતાથી ચિંતન કરેલું, અને સૂક્ષ્મતાથી જગતને સમજવા પ્રયત્ન કરેલો. અને તે ક્યાં સુધી? એ જ્ઞાન સ્વભાવસિદ્ધ અને અંતઃસ્ફૂર્ત જેવું બની ગયું, પોતાની સમગ્ર સ્વાભાવિક લાગણીઓ સાથે ગૂંથાઈ ગયું અને પરિણામે જેને લઇને તે એક અને અપ્રતિમ છે તે ગંજાવર શક્તિને જન્મ આપી શક્યું ત્યાં સુધી.' (Biog.Lit.Ch.XV.) અને આ બધું, ગમે તેવી સારી હોય તો પણ, કોઇ વિદ્યાપીઠ, કલાકાર પાસે શી રીતે કરાવી શકે? તેથી તો મૅથ્યુ આર્નોલ્ડે શેક્સપિયરને ઉચિત રીતે 'self–schooled'–સ્વયંશિક્ષિત–કવિ કહ્યો છે કવિ નામને પાત્ર સહુ કોઇ સ્વયંશિક્ષિત હોય છે.

ભાઈ અરાલવાળાને તક મળી છે તો વિદ્યાપીઠની શિક્ષણ-સરણીનો પૂરેપૂરો લાભ લેવાની એમને અનુકૂળતા મળો એમ આપણે ઇચ્છીએ. પણ સાથેસાથે આપણે આશા રાખીએ કે એને તો નિમિત્ત માત્ર ગણી એ નાનપણથી જે ખેડતા આવ્યા છે તે સ્વયંશિક્ષણને જ ઉત્તરોત્તર આગળ ધપાવે; કેમકે આપણી ઇચ્છા અરાલવાળાને માત્ર વિદ્વાન બનેલા જોવાની નથી, અનવદ્ય કવિ બનેલા જોવાની છે.

### ૩

આ કાવ્યસંચય એક ગ્રામીણ કવિની કૃતિ છે, એ બીજી એક ધ્યાનપાત્ર ઘટના છે. અરાલવાળાએ વચગાળાના સમયમાં શું કર્યું એ તો મેં ઉપર ક્યાંય કહ્યું જ નહિ! વચ્ચેનાં દસ વરસ એમણે અમદાવાદની મીલોમાં મજૂરી કરવામાં ગાળ્યાં. એમાં એ ઠીક પણ ઊઠ્યા હતા. ભણવા માટે નોકરી મૂકી દીધી ત્યારે ખાસ્સો પંચાવનનો–આપણા બી.એ.,એમ.એ.ને પણ આજના સમયમાં દુર્લભ એવો–પગાર હતો. અને મોભો પણ રૂડો એવો ફૅન્સી જૉબરનો હતો. માત્ર નવરાશનો સમય ઘણો ઓછો, એટલે અભ્યાસનો અવકાશ ન જેવો. છતાં જે લગની એકવાર લાગી તે તો લાગી જ. મીલની નોકરી પછી ઊંઘ ને આરામ-

માંથી નિર્દયરીતે ચોરીને કેટલો બધો વખત એમણે કવિતાને આપ્યો હશે એની હું કલ્પના કરૂં છું ત્યારે કંપું છું. છતાં સરસ્વતી એ તે સમયના એવા ટુકડાથી ઓછી જ તૃપ્ત થવાની હતી? મનોમન આ વાત સમજી જઇને શ્રીઅરાલવાળાએ બધું કોરાણે મૂકી રીતસરનો સ્વાધ્યાયયજ્ઞ આરંભ્યો છે, એમ હું સમજું છું. શ્રી અરાલવાળાની નવી આવૃત્તિ કેવી બહાર પડે છે તે તો ભવિષ્યને જોવાનું છે. પણ આત્મશિક્ષણની ભાવનાથી એમણે સ્વાધ્યાયયજ્ઞ આદર્યો છે તે પ્રસંગ પોતે ઉદાત્ત અને પ્રેરક છે. યોગ-ક્ષેમ માટે તો એમને આ માર્ગ લેવાની જરૂર જ ન હતી, કેમકે સંભવ છે કે પંચાવનની નોકરી છોડી ભણવા નીકળેલા અરાલવાળા બી. એ. થાય ત્યાં સુધીમાં બી. એ. ના પગારનું ધોરણ પચીસે આવી પહોંચ્યું હોય!

આપણો આ ઊગતો કવિ મજૂર છે, પૈસાની ચોમેર છોળો ઊડે છે અને ગૂજરાતના આ લાડીલાને કાળી મજૂરી કરવી પડે છે; અને આ એનાં કાવ્યો તે ત્રીજે માળે આરામખુરસીમાં બેઠાબેઠા કાઢેલા માંદલા આલાપ નથી, પણ સંસારના જંતરડામાં ખેંચાતાં નીકળેલા ઉદ્‌ગાર છે;—આવુંઆવું ભાઈ અરાલવાળા વિષે કેમ હજી હું કહેતો નથી એમ કોઇએ અપેક્ષા રાખી હોય તો તેને નિરાશ થવું પડશે. આ પુરોવચન હું લખું છું તે ભાઈ અરાલવાળા માટે દયાની યાચના કરવા સારૂ નહિ, પણ એમની કવિતા સમજવામાં ઉપકારક થઈ પડે એવી એમને વિષે કાંઇક સમજણ પ્રગટાવવા માટે. વળી એમની સરખામણીમાં કેળવણીનાં કારખાનાંમાં કામ કરતા નવસર્જકોની સ્થિતિ પણ મને ઓછી દયાજનક લાગતી નથી પણ શું સાહિત્યમાં, શું જીવનમાં આપણી સહાનુભૂતિ આપણે આમ દયા ખાવાની તત્પરતા કેળવી વેડફી મારવી જોઇએ નહિ. કવિ મીલમાં નહિ જતો હોય તો કયાંક તો એની સ્થિતિ હશે જ ને? અને એની વિષમતા ક્યાં સહુથી વધારે હશે એ નક્કી કરવું દુર્ઘટ છે. સદ્‌ભાગ્યે કવિ એવા પ્રશ્નથી અસ્પૃષ્ટ હોય છે. એને

તો બધા જ અનુભવો સુસ્વીકાર્ય છે. કોઈ જ અનુભવ એળે જતો નથી. વિજ્ઞાનીઓ પદાર્થ (મેટર) વિષે કહે છે તેમ અનુભવ પણ અક્ષય્ય છે. ગમે ત્યારે આવીને એ જવાબ આપશે. આપણે આશા રાખીએ કે ભાઈ અરાલવાળાનાં મીલનાં વરસ પણ એમને જિંદગીભર જવાબ આપે: એમનામાં મનુષ્ય માત્ર પ્રત્યે વિશાળ સહાનુભૂતિની સરવાણી સતત વહેતી રાખીને.

કૃતિના મૂલ્યાંકન વખતે વિવેચનામાં કવચિત્ દયા ઉશ્કેરવાના દેખાવો આપણે ત્યાં જોવા મળે છે. 'આ સ્થિતિમાં માણસ આનાથી વધારે સારૂં શું કરી શકે?' 'આવા સંજોગોમાં આવું કામ!'—એ જાતની દલીલોથી કૃતિને આગળ કરવામાં આવતી હોય છે. અને માણસમાં પરપીડનવૃત્તિ છે તેમ પરની પીડામાં જ રસ લેવાની વૃત્તિ પણ છે. એટલે ઘણા વાચકો ઉપર એ દલીલો જાદુ કરી જાય છે પણ ખરી. આપણા કયા જૂનાનવા સાહિત્યકારો પરત્વે આમ થયું છે તે કહેવાની ભાગ્યે જ જરૂર હોય. હું તો કહું કે આ રહી કર્તાની કૃતિઓ. કર્તા સામું જોશો નહિ. કૃતિને ચારે કોરથી તપાસી જુઓ અને તમારી પાસે જે આકરામાં આકરી કસોટી હોય તે વડે એને કસી જુઓ અને પછી નછૂટકે તમારે એને યોગ્ય ગણવી પડે તો ગણો. કૃપા કરી તમે 'હશે!' 'ચાલશે!' એવા શબ્દ વાપરશો જ નહિ. એના કરતાં તો તમારૂં એક પ્રામાણિક 'ઊંહું!' પેલાને પારાવાર પ્રેરણા આપનારૂં નીવડશે.

શ્રી અરાલવાળાની, તેમજ સહુની, કવિતાની આ રીતે કસણી થાઓ. એ કાર્ય યોગ્ય વિવેચકો કરશે જ. હું તો અહીં એમની કૃતિઓ જોવાનો એકાદ દૃષ્ટિકોણ નિર્દેશી શકું તો યે બસ.

## ૪

શ્રી અરાલવાળા વર્ણનમાં રાચનારા કવિ છે. એનો ઉત્તમ નમૂનો 'કાંકરિયાની શરત્પૂર્ણિમા'માં મળશેઃ

માથે મેલી શરદશશીની ગોરસી ઘેલી ઘેલી,
તારાટીકીજડિત ધરીને કાંચળી કૌમુદીની
પૂર્ણિમામાં પ્રકૃતિ રમતી ગૌર ગોવાલણી શી!

કેવું મધુર ચિત્ર આપણી દષ્ટિ સમક્ષ સહજમાં ઉપસી આવે છે! વર્ણનમાં તાણો સુંદરનો તો વચ્ચે વાણો ભવ્યનો કેમ આણવો એ કવિને સાધ્ય લાગે છે. પ્રકૃતિ તે ગોવાલણી તો કનૈયો કોણ? પ્રકૃતિનો સંગી પુરુષ. તે પુરુષના મહાકાલસ્વરૂપનું કવિ 'કહાન' તરીકે વર્ણન કરે છે. મર્મરોની મુરલી બજાવતો, પળ ઘડી અને પ્રહર રૂપી ધણને વર્તમાનના વંડામાં વાળી લેતો એ મહાગોપ કાળ કેવુંક ઊભો છે?–

ઓઢીને આભકેરી ક્ષિતિજઝૂલભરી કામળી કહાન જેવો
સ્થંભ્યો છે સ્તબ્ધ થૈને અનિમિષ નયને કાળ સૌન્દર્યમુગ્ધ.

શરત્પૂર્ણિમાનું સૌન્દર્ય અગાધ છે એમ કવિ જુએ છે અને એ સૌન્દર્યાનુભવમાં પોતે લીન છે ત્યાં સુધી સમયનું વહેણ પોતા પૂરતું તો અટકી જ ગયેલું એમ એને સમજાય છે. આ વસ્તુ શી રીતે મૂર્ત કરવી? પૂર્ણિમાના સૌન્દર્યથી નીતરતી પ્રકૃતિને એણે ગોવાલણી કલ્પી અને એને જોઈ નયણાં ઠારતા કાળને કૃષ્ણની ઉપમા આપી ને પછી એને અંગે જે બીજી વીગતો હોય તેમને ઉપમારૂપકાદિ અલંકારથી સ્ફુટ કરતા જઈ પોતાના મનોગતને સુરેખતાથી ચિત્રબદ્ધ કરી દીધું. આ કાવ્યની શરૂઆતની બે કડીમાં લીટીએ લીટીએ અલંકાર–કોઈ લીટીમાં તો અલંકારો–યોજી કવિ વર્ણનને સમૃદ્ધ બનાવે છે. આ લક્ષણ આ સંગ્રહમાં ઠેરઠેર વરતાશે. અરાલવાળાની કવિતા 'નરી સરળતા'ને બદલે 'તેજે ઘડ્યાં' અંગાભૂષણોની શોખીન છે. પણ એમાં ગુંગળાવાને બદલે ક્યારેક એમની કવિતા કેવી ગૌરવાન્વિત સરળતા પણ ધારણ કરે છે તેનો નમૂનો દૂર શોધવા જવો પડે એમ નથી. ઉપરના કાવ્યની નીચેની પંક્તિઓ જુઓ:

અહો સુધાસિન્ધુ તણે હિંડોલે
ઝૂલી રહ્યો છે અવકાશ આખો,
ને આવતા ચિંતનવાયુઝોલે
મારો ઝૂલે અંતરનો તરાપો.

કવિ **શું** ચિંતન કરે છે તેનું મહત્ત્વ કે **કેવી રીતે** ચિંતન કરે છે તેનું?— એ કાવ્યચર્ચાની એક સનાતન સમસ્યામાં જેને રસ હોય તેણે મુગ્ધ સૌન્દર્યોદ્‌ગારના આ શ્લોક સાથે તે પછીના શ્લોકની સરખામણી કરવી.

'વિરાટ પૂજન' કરવા માટે કવિની સામગ્રી કેવીક છે?—

અસ્તોદયે ઉદ્‌ભવતા પ્રકાશના
વાઘા, વિભો, તારી વિરાટમૂર્તિને
ધરું; વળી ઇન્દ્રધનુની મેખલા.
પાસીપીસી કોટિક કાળી વાદળી
કોડે કરું કજ્જલ કૃષ્ણવર્ણ,
સળી લઇ સાનલ દામિનીની
ઝાંખી કરું, મોહન, મોહિનીભરી.

'વર્ષાને વધામણે'માં પણ એવું જ ભવ્ય સુંદર વર્ણન છે:

ચણિયો ઝૂલાવી ચાર દિશનો રે લોલ
ડોલે છે વાયુ મંદમંદ રાજ

કવિનું માનસ ભવ્યતાભિમુખ છે, વિરાટ પદાર્થોથી લુબ્ધ છે, પણ લાલિત્ય માટે પક્ષપાતી લાગે છે. ગમે તેવી ભવ્યતાને પણ તે સૌષ્ઠવથી અને માધુર્યથી નિરૂપી ન શકે ત્યાં સુધી એને ચેન પડતું નથી. નીચેની પંક્તિને ભવ્ય કહીશું કે મધુર?—

ઇંદ્રધનુ સમી કમર લગાત તહીં ઓઢણી દિશદિશ ભરતી રે
—હું ગુર્જર રમણી.

પોતાના મિત્રને લગ્નપ્રસંગે કરેલું સંબોધન જેટલું મિતાક્ષર તેટલું જ મીઠાશભર્યું છે:

આભાથી જ્યમ આભ, સિંધુ ગરવી માઝાથી, ને મારુતો
ગંભીરા ગતિથી, દશે દિશ થકી ભૂમંડળો, ને ઘનો
ચાપલ્યે ચપળા તણા વિલસતાં; તારું, વીરા તે વિધે
હૈયું હો હરિના પ્રસાદ સરખું ચારુસ્મિતા ચન્દને

'એક સન્ધ્યા'માં નગરમાં પ્રવેશતા ગોધણનું ચલચ્ચિત્ર આંક્યું છે:

ઊંચા કરી શ્રવણ, વાંકડી શીંગડીઓ
ડોલાવતું, મધુર ઘંટડીનાદ દેતું,
આલિંગને શિશુકને પયઘૂંટ પાવા
ગોવૃંદ શું ધસમસ્યું પુરમાં પ્રવેશે!

ભાષાસૌષ્ઠવ, વૃત્તપ્રભુત્વ અને વર્ણનની હથોટી એ બધાં કોઈ દર્શનને સાકાર કરવા યોજાય છે ત્યારે સહેજે આપણને પ્રથમ પંક્તિની કૃતિઓ મળી રહે છે. છંદોબદ્ધ રચનાઓમાંથી 'અરાલેશ્વરને', 'સ્મિતત્રયી', 'વાત્રકકાંઠે', સૉનેટોમાંથી 'વિખુટા મિત્રને', 'છોડ', 'કર્મનિર્ઝરી' અને ખાસ કરીને 'દષ્ટિભેદ' તથા આરંભનું ગીત 'પ્રતીક્ષા' —આ કૃતિઓ ગમે તે નવકવિની કલમને યશ અપાવે એવી છે. અને જેમાંથી પાંચસાત કૃતિઓ પણ સાતમી ગાળણીએ ગળાતાં ટકી રહે એવા સંગ્રહો કેટલા!

'અરાલેશ્વરને'માં હળવી પીંછીએ કામ લીધું છે:

દોરીથી ભમરડાની લગામો નંદીની કરી
કૈલાસે ઊડવા, શંભો, હાકોટચો હોંશથી હતો.
મધ્યરાત્રે મહાકેરી ચૌદશે ચાર છોકરા
ઘુમ્મટે ગર્વથી જેને ધ્વજને બાંધી આવતા,

પ્રભાતે પૂર્ણ આશ્ચર્યે પ્રજામાં દાંડી પીટતા:
'અંગાસેથીઅહોઆવી ભોળાનીભગવી ધજા!'

તો 'પ્રતીક્ષા'માં ઊંડી આરઝૂપૂર્વક ગંભીર પદાવલિમાં હૃદયભાવ રેડ્યો છે:

પગલાં તમારાં પોકારતી
પાંપણુ ઊઘડે બિડાય
દેવી! આવોને મારી દેરીએ.

પ્રતીક્ષાકારે દેવીને માટે બેસણાં શાનાં રાખ્યાં છે? કહે છે: 'સમાધિનાં છે સિંહાસનો.' વેદનાનો વલવલાટ પોચી ઊર્મિલવાણીમાં નહિ પણ ધીરગંભીર શબ્દોમાં કવિએ વહાવ્યો છે: 'ધૂણી ધખે મારા ધૈર્યની, જલતું જીવનકાષ્ઠ.' એ ભાવ આથી વધારે સારી રીતે ભાગ્યે જ મૂકી શકાયો હોત. અકળાઈને એ કહે છે 'ઊંડે કંઠમાં આગ' અને માગે છે

રમતા આપો હો ઋતંભરા!
મોરી રટણાને રાગ.

પણ આ માગણી પોતાને માટે છે? ના, એની મહત્ત્વાકાંક્ષાને સીમા નથી. સકલ સૃષ્ટિના તાપનું શમન કરવાની એને ધખના છે:

પોકારતા કોટિ કોશથી
બળતા ધરતીના બાગ,
કલ્યાણી, આપો કેડી બની
ઝૂરતા ઝરણને માગ.

આ આખી કૃતિ આપણાં ઉત્તમ કાવ્યોના સંગ્રહમાં સ્થાન પામવાને અધિકારી છે.

એની બીજી કૃતિ છે 'દૃષ્ટિભેદ'. આખું કાવ્ય સુગ્રથિત સૌષ્ઠવ-યુક્ત વિચારપુષ્ટ સૉનેટનો એક સુંદર નમૂનો છે. એમાંની પંક્તિ ૬–૮ જ ઉતારું છું:

ઉનાળે આકાશે ખગ તરફડે, કાનનકલા
વિલાતી, ને વિશ્વે અનલ ઉડતા તે જ સમયે
અહો! આંબો ડોલે અણગણ ખચ્યો અમૃતફળે!

'કર્મનિર્ઝરી' અને 'છોડ' એ બે સુંદર ભાવયુક્ત સોનેટને માત્ર નિર્દેશી 'વિખુટા મિત્રને' જોઇએ, અને તે ખાસ કરીને વૃત્તપ્રયોગના વૈશિષ્ટયને માટે:

નથી જ લવવું, નથી જ કવવું, ન વા નેત્રને. . .

કે

વિશાળ જગ છે, અસંખ્ય પથ છે, પ્રવાસી ય તે
અનંત . . .

જેવી પંક્તિઓમાં જ નહિ, આખી કૃતિમાં છંદની હથોટી આકર્ષક છે.

શ્રી અરાલવાળાએ માનવી સંબંધોના ભાવપ્રચુર આલેખનમાં સારી એવી સફળતા મેળવી છે. મૈત્રીનાં કાવ્યો આ સંગ્રહમાં સારા પ્રમાણમાં છે. પણ તેમાંથી 'સળગતી સ્મૃતિ'ની છેલ્લી કડીમાં દ્વિધાવૃત્તિનું નિખાલસ ચિત્ર જે નાજુકાઇથી આપવામાં આવ્યું છે તે લેખકની પીંછીની સફળતા દર્શાવે છે અને વચ્ચે કાંઇક કથળી જતી કૃતિને એકદમ બચાવી લે છે. ભાઇભાભી પ્રત્યેના ભાવનું એક નિતાન્તમનોરમ કાવ્ય 'સ્મિતત્રયી' અરાલવાળાએ આપણને આપ્યું છે.

'બાંડેલી બારમાસીની કોડિલી કળીઓ સમાં'

કાકા કાકા કરતાં બે ભૂલકાંને પણ, ચિત્રમાં રંગ પૂરવા, કવિ ભૂલ્યા નથી. પણ ત્રણ સ્મિત ભેગાં થાય છે તે એમના જ પ્રતાપે. બેસતા વર્ષને દિવસે એમને રિઝાવવા 'કાકા' ગયેલા, ત્યાં એક પોતાને જ કાંઇ ન આપ્યા બદલ ભાભીએ ઠપકો આપ્યો અને લાડનો ટોણો પણ માર્યો:

'બિચારી આવનારીના કેવા યે કોડ પૂરશો?'

આવી 'ભાભીના ભાવ'માં ભિંજાતો નાનો દિયેરિયો તે વળી ગાંજ્યો જાય ખરો કે? 'ભાઇ જેવો ભાઈ દઈ દીધો ને હવે શું બાકી રહ્યું કે માગો છો?' એવો દિયેરનો પ્રત્યુત્તર

સાંભળી સ્હેજ મીંચેલી  ભાઈની આંખડી ખુલી;
ભળી ગૈ ભાભીના સ્મિતે ભાઈના સ્મિતની કણી.

બે આંખે એ બંનેનાં સ્મિતો ઝીલતા દિયરનું સ્મિત તો જ્યારે એ દંપતીને ભાવની ભરતી અનુભવતાં મેડીએ મેલીને સીડી ઊતરવા માંડયો ત્યારે એકાન્તમાં પછી મોકળાશથી પ્રકાશ્યું, અને હૃદયમાં એ ત્રણે સ્મિતનું રસાયણ સંચાતાં તેનું જે મોતી બંધાયું તે આ કાવ્ય. કૌટુમ્બિક ભાવનાનાં આપણાં અગ્રગણ્ય કાવ્યોમાં આ કાવ્ય ગણનાપાત્ર રહેશે.

કવિનાં માતૃકાવ્યો ગુણવત્તા ને સંખ્યામાં એટલાં આગળપડતાં છે કે અરાલવાળાને માતૃકવિ કહેવા પણ કોઈ લલચાય. 'તાપણું', 'સન્ધ્યાટાણે', વગેરે એ કૃતિઓમાં 'વાત્રકકાંઠે' કવિના વાત્સલ્યતરસ્યા હૃદયનું પ્રતિબિંબ કરુણલલિત મસ્તીપૂર્વક ઝીલે છે. નદીએ જઈ માતા પટાવી ફોસલાવીને બાળને નવડાવે છે તે સ્વભાવોક્તિ પછી કવિ વાત્રકનું માતૃપદ પણ લાડપૂર્વક નિર્દેશે છેઃ

બન્ને જનની ઝૂલવે શિશુઉરે પછી શી પડી?

અને એ વાત્રકને કાંઠે જ માતા

સૂતાં આજ ત્યાં
ભરી નયનમાં બધી અધૂરી ઊંઘ આયુષ્યની.

એ માતા જીવતાં હતાં ત્યારે પોતા માટે

શું શું નવ કર્યું? શું શું નવ સહ્યું? શું શું વિસર્યું?

હવે? પણ કવિ હતાશ થઈ જવાને બદલે બીજી માતા—વાત્રક—ને ટેકે ટકી રહે છે.

સુણીશ પરભાતિયાં મુખર વ્હેનમાં માતનાં.

—એમ સરિતામાંથી સાન્ત્વન મેળવે છે. એમનાં સુંદર ગીતોમાંનું પણ એક એમણે 'વાત્રક'ને સંબોધ્યું છે, તે રસિકોનું ધ્યાન ખેંચ્યા વગર નહિ જ રહે.

'વતનનો તલસાટ' અને 'વતનનો કાંટો' પણ માતૃપ્રેમના લલકાર છે. વતનનો એક અદના કાંટો પણ કવિ જેવા પટુકરણ પ્રાણીને મન કેટલું મહત્ત્વ ધારણ કરે છે તે આપણા અરલવાળા અને જોશ—મલીહાબાદી જેવા કવિઓના ઉદ્દગાર ઉપરથી સમજાય છે. જોશ કહે છે:

આય કે હર ખાર તેરા રૂકશે સદ રુહએ નિગાર.

—અરે તારો એકએક કાંટો તે સો ખૂબસુરત આત્માનાં મુખને આકર્ષનારો છે. ('વતન'—શૂઓલા વ શબનમ) અને આપણા કવિની પેઠે એ એની પાસેથી પ્રેરણા, પાઠ, પણ લે છેઃ 'તેરે કાંટોંસે લિયા દરસે તમન્ના હમને.'

પ્રણયવર્ણન આ સંગ્રહમાં કવચિત જ મળશે. એને માટે આપણે બીજા સંગ્રહ સુધી રાહ જોવી રહી. છતાં નવાનવા યૌવનનું માધુર્ય છેક જ છાનું રહ્યું છે એમ નથી:

આ સામસામી ઢળતી ગૃહબારીએથી
બાંધી લપાતી રસમીટ તણો હિંચોળો,
ખાધેલ ના જ ઉભયે કદિ એક ઝોલો.

('દર્શન')

. . . કન્યાના કરથી વિતર્યું દૂધ પડિયે
અનાયાસે થાતું અમૃતમય, જ્યાં સાકર બન્યા
મળી એ મુગ્ધાના મધુર મુખના મૌન ટુકડા

('સખે ! સાચે એ તે-')

છેલ્લું ચિત્ર સહેજ ક્લિષ્ટ છે, પણ અપુર્વમનોહર છે.

વ્યક્તિઓને છોડી વિશાળ માનવસમુદાય તરફ કવિ વળે છે ત્યારે આપણને હમેશ ઉત્તમ કૃતિ આપી શકયા નથી એ ઘટના કવિ જુવાન છે ને વળી મજૂર તે જોતાં આશ્ચર્યજનક ગણાય.

ન્હેની અમે ભાભી લાવીને ભાભી બનિયાં,
નથી એકેનાં કાળજાં ઠરિયાં.
('એક પરિણીતાના પ્રલાપ')

જેવી વેધકતા એ કાવ્યોમાં વારંવાર જોવા મળતી નથી. પણ ઉપરનામાં જે એક જાતના હાસ્યની આછી અમથી લહરી છે તે લેખકની ખાસિયત લાગે છે. એનો ઉત્તમ દાખલો 'ભગલો' છે.

બેકારો, મીલમજૂરો વગેરે ઉપર કાવ્યની કક્ષાએ પહોંચે એવું આ ગ્રામીણ યુવક કવિ પણ બહુ ન આપી શકે તે એ વિષયને હાથ ધરવામાં કેટલી તૈયારી જોઇએ તેનું જ દ્યોતક છે. કટાક્ષ તો એ ઘટનામાં છે કે જે મીલોમાં એનાં તનમન તવાઈ જતાં, તેમનું સ્વરૂપ પોતાના કાવ્ય-દર્શનના સૌમ્ય પ્રકાશમાં પલટી નાખીને કવિ જુદું જ જુએ છે:

સૂતેલી આ નગરી શિરપેં આશિષે ઊંચકેલા
આબાદીના અભય કરની અંગુલીઓ શી ઊભી
સૌમ્યજ્યોતે સ્વરૂપ પલટી મીલની ચીમનીઓ.
('કાંકરિયાની શરત્પૂર્ણિમા')

માનવોને છોડી ઇતર પ્રાણીસૃષ્ટિ તરફ કવિ જાય છે ત્યારે તેમને બહુ ફાવતું દેખાતું નથી. 'ભમરી' સાથે શ્રી સુંદરમનું સુશ્લિષ્ટ અને સંવેદનપ્રાપ્તિ 'પુણ્યાત્મા' નામનું ગરોળી ઉપરનું કાવ્ય સરખાવવાથી એ સમજાશે.

સમસ્ત વિશ્વક્રમને સ્પર્શવા પ્રત્યેક કવિ જેમ પ્રયત્નશીલ હોય છે તેમ આ કવિ પણ છે જ. એ વાત નીચેની થોડીક પંક્તિઓ આપોઆપ બોલશે:

નથી જ વંધ્ય પરાજયની ધરા.

('નાપાસ થયેલા નાનાભાઇને')

......એવું તે ગાજે ગાણું,

કાળની ફાળો ન જાણું હો વાતરક, શમણાંમાં જુગજુગ માણું.

('વાતરક')

ચિતા ચિર વિરાગની અતલ આત્મએકાન્તમાં
ભલે પ્રજળીને જતી કજળી છેક ધીરેધીરે.

('વિખૂટા મિત્રને')

ગુરુની મધુરી છતાં બધિર ઉગ્ર દૃષ્ટિ...

('દર્પણે')

મારાતમારા મતિભિન્ન પંથ
ત્યાં અંતરે શા વિખવાદ ડંખ ?

('ઈન્કાર')

ને જાગ્રતિનો પવને પડી જતો.

('આંખને ઉપાલંભ')

સુખો દુઃખો સર્જ્યાં   રુચિ સ્થિતિ વિભિન્ને જ, નહિ તો
સદા વ્હેતી વિશ્વે   જનવલણથી મુક્ત નિયતિ.

('દૃષ્ટિભેદ')

ભલે મારાં પુષ્પો ચરણ રગદોળાય, તદપિ
સુગન્ધો દેવાના સતત ધબકારા બસ નથી ?

('છોડ')

ઉપર કેટલાક દાખલામાં વર્ણન કવિસહજ દર્શનની દીપ્તિથી ચમકી રહેતું દેખાય છે. જેમાં દર્શન અને વર્ણનનો તાણોવાણો એવો ગૂંથાય કે એમાંથી સારૂં કોને કહીશું એવી રસિક મૂંઝવણ થાય તે પોત ઉચ્ચ કવિતાનું.

## ૫

વર્ણનની શક્તિ કેળવવી હાથમાં છે. દર્શનની શક્તિ કેળવવી સહેલી નથી. એ તો ઉપર કહ્યું તેમ હૃદયપલટ માગી લે છે. કવિ-જીવનના આરંભમાં, તેથી, કવિઓ ઘણી વાર પેલી વર્ણનની તાલીમને પોતાની ઉપર સવાર થઈ જવા દે છે. આપણા અરાલવાળા અંગે જ અહીં વાત કરીએ તો એમનામાં પણ વર્ણસગાઇ, આંતરપ્રાસ, મીઠામીઠા કે ભવ્ય શબ્દો વગેરેનો શોખ ધ્યાન ખેંચ્યા વગર નહિ રહે. અને નવો બાવો ઝાઝી ભભૂત લગાવે એવું પણ ક્યાંક જોવા મળશે. 'ઉરની ભોમ ન રોમ રહી ભીની' (પૃ૦ ૩૬), 'માવા, હવે રહ્યો ક્યાં માવો ?' (પૃ૦ ૮૯) જેવા દાખલામાં એ શોખ કવિની સહજ શક્તિઓને અન્યાયકર્તા થઈ પડે છે, કેમકે 'તાપણું'માં અંતની પંક્તિઓમાં 'બા' શબ્દનો બે વાર આરજૂભર્યો ઉપયોગ, અને 'આવો તો બેસીએ અગાસીએ' એ ટેકમાં અંતે 'આવોને' કહી સાધેલી ચોટ તે કર્તા શબ્દના કસબી છે, સભાન (conscious) કલાકાર છે એની ખાતરી કરાવે છે.

શબ્દનું ઉચ્ચારમાધુર્ય સાધવા માટે પણ એ સતત ઉત્સુક લાગે છે. ગોધણની ગતિ જ નહિ, ગતિની કર્ણપ્રિયતા પણ એ શબ્દસ્થ કરે છે. (પૃ૦ ૨૫) કવિતા શબ્દની કલા છે. શબ્દને બે વાનાં હોય છે: એક તો અવાજ, જેને લીધે એ અસ્તિત્વમાં આવે છે; અને બીજું એ અવાજને પ્રતીક ગણી તેમાં આરોપિત થયેલો અર્થ. કવિતાકલા પોતાનું રહસ્ય શબ્દના અવાજનાં આંદોલનોથી વધારે સિદ્ધ કરે છે કે તેના દેખીતા અર્થની મદદથી એ કાવ્યચર્ચાનો એક કૂટ પ્રશ્ન છે. કુશળ કવિઓ શબ્દના બંને અંશનો પૂરેપૂરો કસ કાઢે છે અને રસ-નિષ્પત્તિ સાધવામાં બંનેના સંયુક્ત બળનો વિનિયોગ કરે છે. શબ્દે શબ્દે અવાજનાં ઉત્તરોત્તર વધતાં જતાં કેવાં મોજાં ઉપર અર્થ, સ્વયં પણ ઉત્તરોત્તર વધતો જતો, હેલારા લેતો સહજ લીલાથી રસસિદ્ધિના

લક્ષ્યને સર કરે છે, એ દશ્યની ઉપેક્ષા કાવ્યરસિકોને પોસાય નહિ. ઉપમા બદલીને બોલીએ તો કોઈ કાબેલ ધનુર્ધર શરથી લક્ષ્યવેધ કરે છતાં એ શરને છોડનાર ધનુષ્યની દોરીનો એ સિદ્ધિમાં જેવોતેવો ફાળો ન લેખાય, તેમ શબ્દશરનું સંધાન અવાજની કેવી ધનુર્જ્યાની મદદથી થાય છે એ પણ ઘણા મહત્ત્વનું છે. શબ્દના ઉચ્ચારમાધુર્યની રસ-સિદ્ધિમાં ઉપકારકતા જોવી—તેમજ તેની મર્યાદા સમજવી—દુર્ઘટ નથી. આપણી અર્વાચીન કાવ્યવિવેચના 'સંગીત વિરુદ્ધ કવિતા'—એવો ચર્ચાનો અખાડો દસકાઓથી ચલાવે છે. હવે એ બંધ થાય તો ખોટું નહિ.

શ્રી અરાલવાળા સવ્યસાચી છે, છંદોબદ્ધ તેમજ ગેય રચના સરખા કૌશલથી કરી શકે છે. એક નિયમ તરીકે નહિ પણ એક ખાનગી કસોટી તરીકે પાસે રાખવા એક વાત કાવ્યરસિકો આગળ મૂકું છું: જેમ માત્ર ગીતો રચનાર કવિ મહાન કવિ ભાગ્યે જ હોઈ શકે તેમ એક પણ ગીત રચવા જે લલચાયો નથી તે પણ મહાન કવિ ભાગ્યે જ હોઈ શકે. શ્રી અરાલવાળાએ તળપદા ઢાળો અપ-નાવ્યા છે એ આનંદનો વિષય છે. આપણી ગરબાસંસ્થા એ રીતે જ જીવી શકશે. સમારંભોમાં ભૂમિતિની આકૃતિઓ રચવાની વૃત્તિ, બંગાળી લય અને ઉસ્તાદી રાગોનો મોહ શરીરોને ફૂલથી લાદવાની ટેવ અને રંગોનો બેઢંગ પથરાટ, એ તો આજે, આપણા પ્રાન્તનું અને આપણી ભાષાનું જે એક અમોલ અને આગવું ધન છે એવી, ગરબાસંસ્થાને ઠાર મારવા બેઠાં છે.

કવિતામાં શબ્દના અર્થ–અંશ માટે નવકવિઓનો આગ્રહ તે, શબ્દના ઉચ્ચારમાધુર્યને ભોગે નહિ પણ તેની મદદ સ્વીકારીને, સેવવામાં આવતો હોય ત્યાં સુધી નવી કવિતાને અર્થઘનતાને નિમિત્તે નિંદવામાં આવે એનો કાંઈ વાંધો નથી. એવી ટીકાની બરદાસ્ત 'અદ્યતન કવિતાનાં લક્ષણો'માં મેં કરી છે. પણ આ સંગ્રહનાં ટિપ્પણો લખતાં

મારે કેટલીકવાર અન્વય આપવાનો પ્રસંગ આવ્યો છે એ જોતાં એવી જરૂરિયાત બધા જ સંગ્રહો માટે વત્તેઓછે અંશે હશે એમ કહ્યું છું. એટલે અર્થગૌરવ માટે પ્રસિદ્ધ એવા મહાકવિ ભારવિ (भारवेरर्थगौरवम्।) ની એક પંક્તિનો આદર્શ નવી કવિતા દૃષ્ટિ સમક્ષ રાખે તો ખોટું નહિ એમ સમજી અહીં નિર્દેશું છું: **स्फुटता न पदैरपाकृता, न च न स्वीकृतमर्थगौरवम्।** (किरात० २–२७) 'શબ્દોએ સ્ફુટતાને દૂર કરી નથી, તેમ અર્થગૌરવનો સ્વીકાર નથી કર્યો એમ પણ નથી.' આપણી નવી કવિતા પણ રસજ્ઞોના મુખમાંથી આવો અનાયાસ ઉદ્ગાર પામો! એવી અર્થગંભીર છતાં પ્રસન્ન–નિર્મલ–સુસ્પષ્ટ અને સાંભળતાં સુખ પમાડે એવી કાવ્યવાણી વિરોધીઓનાં હૃદયને પણ પ્રસાદથી ભરી દેશે એની એ ભારવિ જ સાક્ષી આપે છે (किरात० १४–३):—

विविक्तवर्णाभरणा सुखश्रुतिः प्रसादयन्ती हृदयान्यपिद्विषाम् ।
प्रवर्तते नाकृतपुण्यकर्मणां प्रसन्नगम्भीरपदा सरस्वती ॥

આવી વાણી 'પુણ્યકર્મ જેણે કર્યાં નથી' તેના મુખમાંથી ન પ્રવર્તે એમ કવિએ કહ્યું છે એ આપણે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. પુણ્યકર્મ એટલે ઉપર જેની વાત થઈ ગઈ છે તે કવિધર્મની વિકટ સાધના–હૃદયપલટ જેવું જ કાંઈક એમ હું સમજું છું.

વિષયની પસંદગી અને વિવિધતા પ્રશંસાપાત્ર છે. માત્ર ભાઈ અરાલવાળા ખાસ કરીને માતૃપ્રેમના **fixation**–રૂઢગ્રહથી છૂટી જશે તો કાવ્યરચનામાં એમની લાગણીઓ વધારે મોકળાશ અનુભવશે એમ મારું નમ્ર મંતવ્ય છે. બે કારણે: એક તો મને લાગે છે કે કેટલાંક સંવેદનો વ્યક્તિને માટે એટલાં બધાં અતિપવિત્ર હોય છે કે તેની સાથે રમત કરવાની તે હોય? અને બીજું કવિતાને લાગેવળગે છે તે કારણ એ કે આવા રૂઢગ્રહને પરિણામે પછી ઘણી વાર કાવ્યાભાસી **conceits**-કોટિઓ રચાવાનો સારો એવો સંભવ.

એકંદરે શ્રી અરાલવાળાની કાવ્યકૃતિઓની છાપ એ પડે છે કે કર્તા ઉચ્ચારમાધુર્ય અને વિષયનિરૂપણમાં ગંભીરતાના પક્ષપાતી છે. એમનામાં શૈલીની પ્રૌઢિ છે. એ હકીકતને હું સદ્‌ભાગ્યસૂચક લેખું છું. એ વગર ભાગ્યે જ કોઈ પ્રૌઢ (major) કવિ નીવડી શકે.

અંતે મારે કવિતારસિકોને એક જ વિનંતી કરવાની કે આ સંગ્રહનાં નામનો વિશેષ અર્થ તેઓ ધ્યાનમાં લે. કવિતાના એક સાચા ભક્તની પેઠે અરાલવાળાએ પોતે કવિતા કલ્પનાના કૃપાકિરણની રાહ જોનારા છે એવો ભાવ 'પ્રતીક્ષા' નામથી વ્યક્ત કર્યો છે. કવિ પ્રતીક્ષા કરવા સિવાય બીજું કરી પણ શું શકે? એ તો અહોરાત પોતાના હૃદયમનને મનનસંવેદને પલોટતો જાય, પલટતો જાય, જેથી પાંચેદસેવીસે વરસે જો ખરેખર કવિતા ક્ષણેક માટે પણ એના અમોઘ દર્શનની બક્ષિશ આપી જાય તો તેને ઝીલવાને માટે પોતાની તૈયારી ન હતી એમ તો ન થાય. કવિના હાથમાં આથી બીજુ છે પણ નહિ. એ તો એની જાળ બિછાવી રાખે. પછી ક્યારેક પેલું દર્શનપંખી સ્વયં નહિ તો એનો પડછાયો પણ પળેક માટે એમાં સપડાઈ જાયને તો ય જીવન ધન્યધન્ય થઈ જાય.

આપણા-આ પ્રૌઢિશાલી અને કસબરસિયા નૂતનતર કવિ માટે સાચા હૃદયની મારી શુભાશા છે :

ગેબની રાહ જોનારા, પ્રતીક્ષા ફળજો તવ.

ઉમાશંકર જોષી

આનંદનગર · અમદાવાદ

# અનુક્રમ

# શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૧૫ | ગાણુ | ગાણું |
| ,, | ૧૬ | શમણાંમાં | શમણામાં |
| ૧૨ | ૧ | પીપી | પી પી |
| ૧૬ | ૫ | જમ | જેમ |
| ૨૬ | ૧૩ | શા | શાં |
| ૩૨ | ૨૭ | ચરતાં | ચરતા |
| ૪૩ | ૨ | ગ | ગૈ |
| ૬૮ | ૨૯ | સાલનાં | સાલના |
| ૭૨ | ૧૪ | સન્ય | સૈન્ય |
| ૯૧ | ૧૩ | પન્થ ! | પાન્થ ! |
| ૯૨ | ૩ | સ્ફુલ્લિગો | સ્ફુલિંગો |
| ૧૦૩ | ૨ | વ્હાશે | વાશે |

## પ્રતીક્ષા

ઓઢી આષાઢનાં આભલાં
  ઝંપી જગની જંજાળ,
જાગે એકલ મોરી ઝંખના
  મધરાતને કાળ;
    દેવી! આવોને મારી દેરીએ.

કાળી નિશા કેવળ કમકમે
  નથી કંપતા વાય,
પગલાં તમારાં પોકારતી
  પાંપણ ઊઘડે બિડાય.
    દેવી! આવોને મારી દેરીએ.

પ્રેમે પખાળું પાવન પાવલાં
  રેલી નયણાંની ધાર,
સમાધિનાં છે સિંહાસનો,
  મેલ્યા મંથન થાળ.
    દેવી! આવોને મારી દેરીએ.

વાધીવાધીને વેદન વલવલે,
  ઊડે કંઠમાં આગ,
રમતા આપો હો ઋતંભરા!
  મોરી રટણાને રાગ.
    દેવી! આવોને મારી દેરીએ.

કલ્પનાનો છૂટો કનકવો
ઢૂંઢે વ્યોમની કોર,
આવો અંબા! એને બાંધવા
દિવ્ય દૃષ્ટિના દોર.
દેવી! આવોને મારી દેરીએ.

ધૂણી ધખે મારા ધૈર્યની,
જલતું જીવનકાષ્ઠ,
આભની પારનાં આભલાં
જોવા આપો પ્રકાશ.
દેવી! આવોને મારી દેરીએ.

પોકારતા કોટિ કોશથી
બળતા ધરતીના બાગ,
કલ્યાણી, આપો કેડી બની
ઝૂરતા ઝરણાંને રાગ.
દેવી! આવોને મારી દેરીએ.

# અરાલેશ્વરને

વસીને વેગળે ઝાઝું આવતાં ગામગોંદરે
તમોને વંદું ને વ્હાલા અરાલેશ્વર આજ તો
શૈશવ સ્ફુરતું શું આ અંતરે આથમ્યું પુનઃ!
તમોને દૂભવા દેવા! શેરીનાં સર્વ છોકરાં
આવતાં, ભાવતાં તો યે અમે સૌ અળવીતરાં.

બપોરે સ્વસ્થ શાંતિમાં જંપ્યા હો આપ જ્યાં ઘડી,
પૂજારી પેટને કાજે હાથમાં લેઈ તાંસળી
ગામમાં જાય ને ટોળી ટીખળી આવતી અહીં.

નોબતે દેઈને ડંકા ઘંટડી ગજવી ઘણી,
જગાડી આપને ઊંઘ્યા, ચડાવ્યાં ભક્ત ભાવિકે
બીલીપત્ર, કરેણાં ને ધતૂરા ડમરા તણાં
શીશમાં છોગલાં ઘાલી ઝમંતા જલકુંભને
ઉતારી અમરો થાવા ગાંભીર્યે અંજલિ ભરી.

દોરીથી ભમરડાની લગામો નંદીની કરી
કૈલાસે ઊડવા, શંભો! હાકોટ્યો હોંશથી હતો.
મધ્યરાત્રે મહાકેરી ચૌદશે ચાર છોકરા
ઘુમ્મટે ગર્વથી જૈને ધજાને બાંધી આવતા,
પ્રભાતે પૂર્ણ આશ્ચર્યે પ્રજામાં દાંડી પીટતા:-

'અંગાસેથી અહો આવી ભોળાની ભગવી ધજા!'
વળી કો દી બની ડાહ્યા વાડીની ક્યારી નીંદતા,
વિલાતી ફૂલવેલીને સાંજના નીર સીંચતા.

તમારી વાડીને કૂવે આવતી કૈં કુમારિકા,
ચડાવી બેડલાં કૂંળી લાગણીઓ લડાવતા.
પરીક્ષા આપવા જાતાં આપની પાસ આવતાં
વંદતાં દૈન્યથી દાદા! મુખડે ભાવ શા થતા!
હવે શું આવશે એવા પૂર્ણ પાંડિત્ય પામતાં?
પાસ થાવા મીઠીમીઠી માનતાઓ ય માનતા,
ઘીને દીવે, બીલીપત્રે, શ્રીફળે છેતરી જતા.
મહાજેતા તણા સ્મિતે શેરીમાં શેષ વ્હેંચતા.

શૈશવે સૌ ગયું શંભો! યૌવને તો ય ઊછળે
એથી યે અદકા ભાવો વિશ્વને વીંટતા ઉરે.
યાત્રાએ આયુની મારી લાધેલાં આપ આશિષે
સિદ્ધિનાં શ્રીફળો દાદા! વધેરી આપને પદે
વહેંચું શેષ સૃષ્ટિમાં, યાચું છું આજ ઈશ એ.

## શ્રી કૃષ્ણાવતાર

યુગ વીતી ગયો અવતાર થયે,
નંદજીને ઘરે આનંદ ભયે,
તોય વૈષ્ણવવેણે રે ગોકુળિયું ગામ રમે,
નેહભીનાંને નેણે રે વ્હાલાં વ્રજધામ રમે.
કોઈ ગાવડીનો ગોવાળ સ્મરે,
કોઈ ગોરસઘેલો બાળ સ્મરે,
કોઈ મનડાનાં માગ્યાં રે દધિતણાં દાણ સ્મરે,
કોઈ વંજુની કુંજે રે રાધાજી ને ક્હાન સ્મરે.
કોઈ વનરા તે વંનની વાટ સ્મરે,
કોઈ કાલિંદીના જલઘાટ સ્મરે,
કોઈ ગાનમાં ગળતી રે શરદની રાત સ્મરે,
કોઈ સત્યભામાએ રે ચહ્યાં પારિજાત સ્મરે.
કોઈ રાજની બાજીના દાવ સ્મરે,
કોઈ દુષ્ટોને દીધેલા ઘાવ સ્મરે,
કોઈ ભાગ્યાનો ભેરૂ રે ભવ્ય ભૂપેંદ્ર સ્મરે,
કોઈ માનવમાંથી રે બન્યો માનવેંદ્ર સ્મરે.
કોઈ ગીતાનો ગાનારો સંત સ્મરે,
કોઈ આદિ અનાદિ અનંત સ્મરે,
એમ કોટિક કંઠે રે ક્હાના તારાં કર્મ રમે,
કોઈ વિરલાને હૈયે રે મોંઘા એના મર્મ રમે.

# વિરાટ પૂજન

અસ્તોદયે ઉદ્ભવતા પ્રકાશના
વાઘા વિભો! તારી વિરાટ મૂર્તિને
ધરૂં;—વળી ઇંદ્રધનુની મેખલા.

પીસીપીસી કોટિક કાળી વાદળી
કોડે કરૂં કજ્જલ કૃષ્ણવર્ણ,
સળી લઈ સોનલ દામિનીની
ટીકી કરૂં મોહન! મોહિનીભરી.

શતાબ્દીઓના શતલક્ષ આંટે
ગૂંથેલ, ઉત્ક્રાન્તિની અપ્સરાએ
વિનાશ ને સર્જન મૌક્તિકે મઢ્યું
મહાકાળનું મંડિલ મસ્તકે ધરી,
અનંતદર્શી અવકાશ-આયને
તારૂં બતાવું પ્રતિબિંબ ઓ પ્રભુ!

પૃથ્વી પરે પીયૂષ સીંચનારી
પાયે ધરૂં દ્વાદશ મેઘઝારી.
નૈર્ઋત્યની મંદ સમીર-દોરીએ
તરંગની ફેનિલ ઝૂલવાળા
સમુદ્રના ચંદરવા હિલોળીને
પંખા કરૂં ગંભીર ગાન વાતા.

લૈ વ્યોમની વિશ્વવિરાટ થાળી
મધ્યે મૂકું સૂરજ ચંદ્ર દીવડા,

ઉતારતો વિશ્વસ્વરૂપ આરતી
ઘંટા બજાવું ઘનગર્જનો તણી.

ખોબે ભરી સુંદર તારકો ને
વિભો! વધાવું નવલક્ષ અક્ષતે.
પ્રફુલ્લતા પંકજપુષ્પ શો હું યે
લોટી પડું લોચનપાંદડી મીંચી.

પડ્યો પડ્યો પાવન પાવલે પિતા!
તારી કૃપાના શતસિન્ધુ યાચું;
ના બિન્દુએ તાત! લગીર રાચું.

પૂજ્યો તને કૈં પૃથિવીપટેના
પુણ્યાત્મનોએ નિજ શક્ય સૌ કરી,
—નિજ લભ્ય સૌ ધરી;
તેં તો રીઝી દેવ! દરેકને દીધાં
કૃપા તણાં કેવળ કોડિયાં ભરી;
જે હોમતાંમાં જગકષ્ટ-જ્વાલે
ઊડી ગયાં છમ્ છમ થૈ સનાતને!

ને સૃષ્ટિને શીતલ શાંતિનાં રહ્યાં
સ્વપ્નો જ; એ શાશ્વત પ્યાસ ના શમી,
એ આહ આ અંતર દાહતી રહી.

. . . . . .

કંકાવટી કોમલ ઉરની કરી
ભાવાર્દ્ર આ કલ્પન-તર્જની ભરી
વિરાટનાં વિઘ્ન વિદારવાને
હું આદરૂં તારૂં વિરાટ પૂજન.

## શરદને શમણે

આજ અગાસીએ રે મનોહર મ્હાલે માઝમ રાત,
ચમકે ચૂંદડી રે ટમકે તારલિયાની ભાત;
છબીલો ચાંદલો રે બેઠો સ્વર્ગંગાને ઘાટ,
કહેતો કાનમાં રે રૂપલા રાતલડીને વાત.

પૂનમનું પાતળું રે રમાડી રમ્ય હીરાગળ ચીર,
જગાડી પોયણાં રે ડાહ્યો ડોલે શીત સમીર;
નવેલાં ધાન્યથી રે લચતાં ખેતર લ્હેરે જાય,
નદીઓ નેહનાં રે ગાણાં ગંભીરાં શાં ગાય!

નાવણનીતરી રે ઓપે અલબેલીનાં અંગ,
તેવા શોભતા રે શરદની સૃષ્ટિના સૌ રંગ;
મધુરા મૌનમાં રે ગવાતાં સચરાચરનાં ગીત,
પરમની પાટીએ રે અક્ષર આતમના અંકિત.

અનાહત નાદમાં રે ઊડતી આંખલડી ઝોકાય,
સુધાભર સોણલે રે અજાણ્યું આવે ને કોઈ જાય.

# અમર ગાન

ઝબૂક નભવીજળી તરલ તેજને અંચળે
ક્ષણેક પ્રસરાવતી ઝગઝગાટ અંધારમાં,
પ્રચંડ નિજ ગર્જને ઘન દિગંત કંપાવતો
પળેક, મુકુલો મનુષ્યચિતચંદ્રશું ગોઠડી
કરી ઘડીકમાં ખરે, ક્ષણ સુરમ્ય ગીતો વહી
વિહંગમ ઊડી જતાં, સ્વપ્રતિભા બળે સૌ કરે
ક્ષણેક વશ વિશ્વનાં નયન ભિન્ન સૌંદર્યથી;
પરંતુ નવ કોઇ યે અટળ વિશ્વહૈયે થતાં.

મને નવ ગમે જગે ક્ષણિક વિક્રમોપાસના;
અયે હૃદયકોકિલ! જીવનઅંત પર્યંત તું
રહે તિમિરકુંજમાં, નવ કરીશ ટહૌકા કદી
ક્ષણાર્ધ ટકતા અપકવ તવ કંઠથી; પૂર્ણ થૈ
સનાતન વને જતાં અમર ગાન ગાતો જજે,
વિલીન નવ થાય જે કદી ય કોટિ કલ્પાંતરે.

## આ વ્યથા !

નથી કીધાં પાપ પ્રચંડ ઓ પિતા!
વિલાસના ઉમળકા ય ના થતા;
ને દૂરના તારક ચૂંટવા હવે
ના વીંઝવી પામર પાંખને નભે!

હૈયા તણી નાજુક ઢોલકી પરે
ના ભાવિના ભીષણ દાંડિયા પડે;
ના સૃષ્ટિમાં એક ય શત્રુ છે છતાં
આ અંતરે કાં ભરી આવડી વ્યથા?

આયુષ્યના બંધ અઘોર ઓરડે
મારો ઝીણો જીવનદીવડો બળે;
ક્યાંથી પ્રવેશે પવમાન? ઉરનું
કયું રહ્યું રે અધખોલું બારણું?

અવાવરી અંતરની સતારે
અજાણ આ અંગુલિ કોની રે અડે?

# ચાત્રક

તારાં ભુલાય કેમ પાણી હો ચાતરક, તારાં ભુલાય કેમ પાણી?
કાયાની ક્યારી સીંચાણી હો ચાતરક, કાયાની ક્યારી સીંચાણી;
શૈશવનાં સ્મરણોની વાણી હો ચાતરક, શૈશવનાં સ્મરણોની વાણી,
બોલે છે આજ તારાં પાણી હો ચાતરક, બોલે છે આજ તારાં પાણી.

હૈયે જડ્યા તારા આરા હો ચાતરક, હૈયે જડ્યા તારા આરા,
વીણ્યા છે સમણાંના તારા હો ચાતરક, સમણાંના વીણ્યા છે તારા.
તારાં ભુલાય કેમ પાણી હો ચાતરક, આ તે ભુલાય કેમ પાણી?
ઠારી છે વ્હાલાંની સાની હો ચાતરક, વ્હાલાંની ઠારી છે સાની.

ગંગાજમના તો ન જાને હો ચાતરક, ધાવેલો હું તારાં થાને,
જીવનની ઝાળ મને બાળે હો ચાતરક, તારા વિના કોણ ઠારે?
તારા પ્રવાહનું ગાણું હો ચાતરક, જગની જંજાળમાં ન જાણું,
નાખવું એક દિન થાણું હો ચાતરક, ઠામૂકું નાખવું થાણું.
શંભુના દહેરાની જોડે હો ચાતરક, પીપળા વીજણા ઢોળે,
એ રે જગા મેં બોટી હો ચાતરક, લળીલળી કરજે તું કોટિ,
ગાજે અભંગ તારૂં ગાણું હો ચાતરક, એવું તે ગાજે ગાણું,
કાળની ફાળો ન જાણું હો ચાતરક, શમણાંમાં જુગજુગ માણું.

## વતનનો તલસાટ

ગાળી લાંબો સમય દૂરનાં દોહ્યલાં પાણી પીધી,
જાવા હાવાં જનમભૂમિએ પ્રાણ નાખે પછાડા.
કૂવાકાંઠે કમરલળતી પાણિયારી, રસાળાં
ક્ષેત્રેક્ષેત્રે અનિલલહરે ડોલતાં અન્નપૂર્ણા,
હિંડોળંતાં હરિત તૃણને ખંતીલા ખેડૂતોનાં
મીઠાં ગીતો, ગભીર વડલા, શંભુનું જીર્ણ દ્હેરૂં,
વાગોળંતાં ધણ, ઊડી રહ્યો વાવટો વ્યોમ ગેરૂ,
ઓછીઓછી થતી ભગિની, લંગોટિયા બાલ્ય ભેરૂ:
ઝંખી નિદ્રા મહીં ઝબકતો, જાગતાં નિંદ લેતો.

ઘેલા હૈયા! સહુ ય મળશે; કિંતુ કાલાગ્નિમાંથી
સંભાળેલાં સ્મૃતિસુમનના સારવેલા પરાગે
સીંચાયેલું અબ નીરખવું મોઢું ક્યાં માવડીનું?

વ્હાલી તો યે જનનીરહિતા જન્મભૂમિ ન તોષે,
જીવું ઝંખી જનનીસહિતા જન્મભૂમિ વિદેશે.

# વતનનો કાંટો

મળસ્કાના નાના ચિરસ્મૃતિવતા સ્વપ્ન સરખા
દિવાળીના દ્હાડા દિલભર વિતાવ્યા વતનમાં;
નવે શ્વાસે શામી નિખિલ ઉરનિઃશ્વાસ નીસર્યો
જૂને જોમે પાછો જનમભૂમિથી કર્મભૂમિમાં.
વળ્યાં વ્હાલાં શીખે પરમ પથ–પાથેય દઈને,
ભર્યાં મૌને નાની ભગિની વળી ઝાઝેરૂં કહીને;
વડોની છાયામાં દૃગ ભરી રહી બાલ્યની છવિ,
તહીં વાગ્યો કાંટો ચરણ મુજ ને આંખડી દ્રવી.

અરે કાંટા? તીણા ઉરઉઝરડા કે જનનીના?
ન જે મેં જોયેલા વિસરી નિજનાં વ્યોમચગવાં?
મને પ્રેરી રહેવા પ્રતિ ડગ પ્રયત્ને જતનના,
ભલે ભાગ્યો મારે ચરણ અયિ કાંટા વતનના!
હવે ખોડંગાતો ખલક મહીં ભારે ડગ ભરૂં,
અને મૈયા! તારે ચરણ કહતા કંટક સ્મરૂં.

# સ્મિતત્રયી

બેસતા વર્ષને દા'ડે સજ્જ થૈ શ્વેત વસ્ત્રમાં
ઉલ્લાસે ડોલતા ઉરે અધીરા પાય માંડતો;
ભેટવા ભાઈભાભીને ઊંચેરી મેડીએ ચડ્યો.

સત્કાર્યો આવીને સામે ભાભીએ હેતથી હસી,
લાડની લાખ આશિષો આછેરા સ્મિતમાં વસી;
ઊર્મિના અંજને આંજી આંખને એ નમી, નમ્યો
હિંડોળે રાજવી પેરે ઝૂલતા જયેષ્ઠ ભાઈને.

'કાકા', 'કાકા', કહી એવે છાતીએ શ્વાસનાં ભર્યાં
બીડેલી બારમાસીની કોડીલી કળીઓ સમાં
સંતાયાં સોડમાં આવી ભાઈનાં બે ય ભૂલકાં.

રિઝાવી બાળકોને હું 'ફૂલની પાંખડી' દઈ
—ભક્તિભાવે ભરી હૈયું આશિષો આપી ને લઈ—
ઊઠવા જાઉં ને લીધું ભાભીએ રૂસણું તહીં.
—ભાઈના મંદિરે રૂપા ઘંટડી રણકી રહી—

'કંજૂસાઈ કરી આવા આજથી ઠગણા થશો,
બાપડી આવનારીના કેવા યે કોડ પૂરશો?
મારી તો સર્વ આશાઓ ઉરની ઉરમાં રહી,
સર્વને આપ્યું ને નાનાભાઈ! કૈં અમને નહિ?'

શ્રાવણી સૂર્યના જેવો નિહાળી તાપ એમનો
કૈંક દા'ડાતણો ડૂમો મેં ય તે ઠીક ઠાલવ્યો.

'પિતાના વજ્ર બાહુ શો, માતાની અમીઆંખ શો,
અનંતે ઊડતી મારી આશાની અન્ય પાંખ શો,
રાષ્ટ્રના રમ્ય મોતી શો બંધુ શો બંધુ દૈ દીધો.
બાકી એવું રહ્યું છે શું કે આવો ઊધડો લીધો?
અંજલિમાં ઉરે નાની સમુદ્રો સાત ઘૂઘવે
ખાબોચિયું હવે ખાલી શીદને ડ્હોળતાં તમે?'

અમારી બાળલીલાના આછેરા ઊઠતા ધ્વનિ
સાંભળી સ્હેજ મીંચેલી ભાઈની આંખડી ખૂલી,
ભળી ગૈ ભાભીના સ્મિતે ભાઈના સ્મિતની કણી.

આત્માના અબ્ધિકાંઠેથી મોતીડાં શુચિ સ્મિતનાં
વીણીને દંપતી કેરી દૃષ્ટિના છન્ન હંસલા
વધાવે આંખ ઢાળીને ઊભેલા મૂઢ શા મને!
અહો એ દૃશ્યને જોવા ઊર્મિ તો ઊડતી હતી,
પરંતુ ના ઢળી મારી પાંપણો ખૂલતી હતી!
સ્નિગ્ધ માઝાથી સોહંતા ભાવોના ભવ્ય સાગરે
ડોલંતાં દંપતી મેલી, ઊંચેરી એમની સીડી
ઊતર્યો કલ્પના દ્વારા રચંતો હું સ્મિતત્રયી.

## ભાભીની ચૂંદડી

ભાભી, તારી ચૂંદલડી!
ઊડે ફાગણ રંગમાં ફૂલ ફુલાતી રે!
ભાભી, તારી ચૂંદલડી!

ફાગણના એને રંગ ફુલાવે,
જોબનનાં એને જામ ઝુલાવે
મારા વીરાને ભમરાની જેમ ભુલાવે રે!
ભાભી, તારી ચૂંદલડી!

કોઈદી ઝૂલતી ફૂલહિંડોળે,
કોઈદી લાલ લોચનિયાં ચોળે,
વ્હેણ ગંગા ને જમુનાનાં જોગવે જોડે રે!
ભાભી, તારી ચૂંદલડી!

ચગતી ચાંદનીમાં સાહેલી સાથે,
જીવનની મીઠી ઝંખના ગાતે,
કેવી ઊડે છટાઓના સાર શી માઝમ રાતે રે!
ભાભી, તારી ચૂંદલડી!

ઘેરી અનેરી એકાંતને ખૂણે,
ચોળાતી રોળાતી ઊડે ને બૂડે,
ઘેલાં હૈયાંની ગંગાના ઘોડાપૂરે રે!
ભાભી, તારી ચૂંદલડી!

## ભાઈ! તને આપું શું ભેટ?

છોડી અનાથ આજ આપણુને ઊપડયાં
માતાજી દેવોને દેશ,
ભાઈ! તને આપું શું ભેટ?

બાપુને ઉર હવે અંધારાં ઊતર્યાં,
આપણુને આપે શું તેજ?
ભાઈ! તને આપું શું ભેટ?

આભથી ઉતારી કાળી કોટડીએ પૂરતા
વ્હાલાં વ્હેવારિયાંના બેત,
ભાઈ! તને આપું શું ભેટ?

રત્નજડયા રંગમ્હેલ આંખોનાં આંજણાં.
ઉરને શા એના ઉજેસ?
ભાઈ! તને આપું શું ભેટ?

હું તો પરદેશીના પિંજરની પંખિણી,
કેવાં હમેશ મારાં હેત?
ભાઈ! તને આપું શું ભેટ?

સરખી સાહેલી મારી સારી, બળે તારા
દીવાની થઈને દિવેટ;
ભાઈ! તને આપું એ ભેટ.

## વાત્રકકાંઠે

અહો! અહીં વિશાળ વાત્રકતણે મીઠે કાંઠડે
ઊઠી નિત પ્રભાત, માત! પરીવાત સુણાવતાં
મને ફૂલવી ઝૂલવી કરમહીં તમે લાવતાં.

પણે લગીર છીછરે પણ સુસ્વચ્છ આરે તમે
વિરાજી, મૃદુ વ્હેનમાં વિવિધ વસ્ત્ર ધોતાં જતાં;
અને હું ઊછળંત ઊર્મિ પર ઊર્મિનાં વર્તુલો
રચી, સીકરછત્રમંડિત સલિલને પારણે
ઝૂલી, નીસરતો તીરે તહીં ધીરેકથી પૂંઠળે
મને પકડતાં, પટાવી પુલકાવીને પાટલે
ચડાવી, ચખ મીંચવી, ગવરી ગાયને ગોરસે
હથેળી હળવી પસારી શિરબાબરી ચોળતાં.
અને સરિત આદરે લહરી અંગુલીએ ગલી,
બબે જનની ઝૂલવે શિશુકેરે પછી શી પડી!

તમે તટ પરે ઊભાં કર ધરી છ કંકાવટી,
ધીમી પવનસેર શ્વેતપટ સાળુ હિલોળતી,
છૂટી જલકુમાશયુક્ત લટ સ્કંધ પે ઝૂલતી,
ઢળ્યાં નયન, અંગુલી ચિર પ્રકાશને પૂજતી,
અતીવ રમણીય ભાલ વિલસંત ભક્તિદ્યુતિ,
અનન્ય જગવંદ્ય સંસ્કૃતિની સોનલા આરસી!

અને અનિલ જેમ પાલવ રમાડતો હુંય ત્યાં

હતો નીરખતો બધું ય જનની! શું નિશ્ચેષ્ટ થૈ!
અગમ્ય અહ ભાવ એ હજી અગમ્ય છે એટલા.

પ્રસન્ન સરિતા તણા સ્મિતકણો શું સોહામણાં
છીપો ધવલ શંખલા લળીલળી વીણીને તમે
ભરાવી ગજવે, ફૂંળા કર કપોલને ચૂમતાં.
અને રજતવેણુના સરિતસાળુએ લ્હેરતી
કલામય કિનાર શી સકરટેટીની વાડીઓ
વટાવી વળતાં ગૃહે મૂલવતાં ફળો મીઠડાં.
તહીં તરવરંત કોમલ ગુલાબી નાના કરે
ભરેલ શિરહેલ્યની કનકકેડચમાં ક્રીડતો
સહે સૂરજ આવતો મુજશું મીઠડું ગેલતો.

અહો જનની! એ જ આ વિમલ સ્રોત જેને તટે
ભયંકર ભવાબ્ધિના સુભગ સેતુબંધો સમી
અલૌકિક પળો વિતાવી ઉભયે, સૂતાં આજ ત્યાં
ભરી નયનમાં બધી અધૂરી ઊંઘ આયુષ્યની.

સૂતાં અહીં, સૂતેલ તેમ કદી ન્યાળતો જીવને,
તહીં કરકમાનની કનક-પાળમાં ઝૂલતું
સરોવર સમું તમારૂં મુખ સ્નિગ્ધ વાત્સલ્યને
નીરે છલકતું, ઢળી નયનપદ્મની પાંદડી;
ભવિષ્ય પરિવારનાં નીરખી ભવ્ય સ્વપ્નસ્મિતે
સ્ફુરંત મૃદુ દંતપંક્તિ,–ઘડી આવતી ને જતી
હરોળ સમી હંસની;–વિવિધ મંથનો વાંચતી
અનંત લહરી સમી તરવરંત રેખાવલી.

અમીટ નયને નિહાળી બધું મુગ્ધ બાલોર્મિએ
જતો પગ તળાંસવા, તહીં ઉઘાડીને આંખડી,
પીયૂષ પીવરાવી નિત્ય મુજ શક્તિ સંવર્ધવા
શું શું નવ કર્યું? શું શું નવ સહ્યું? શું શું વિસ્મર્યું?
ભરી ભવભયો તણા જીવનવેગ જીવ્યાં તમે
અકેક ધબકારમાં, સુમનશીર્ષ શૈલેશ લૈ
પ્રલંબ અવિલંબ અંધ ભવપંથ ઘૂમી વળ્યાં;
સૂણ્યો ન શમણે ય મેં શબ્દ આહ ઉચ્છ્વાસમાં,
સૂતાં જનની! આજ તો ફક્ત આગની આશમાં.

અરે! સરલ શૈશવે કિસલયો સમા જે કરે
લહ્યા તુલસીપત્રવેષ્ટિત પ્રસાદ પૂજા તણા,
લહ્યાં જ વળી જે કરે તવ અગાધ વાત્સલ્યના
શિવોર્મિમય સિંધુના સકલ સાર શાં ચુંબનો;
ધર્યો જનની! આજ એ જ કર ક્રૂર કાલાગ્નિ મેં!

અહો અદય અગ્નિ! શૈશવ વિશે ય મારે ઉરે
વસ્યો અડપલે, અકારણ હઠે, જૂઠે ક્રંદને;
વસ્યો ઊછળતી યુવા મહીં અનિષ્ટ ભાવોર્મિએ,
લહ્યું નવ અનિષ્ટ ઇષ્ટ નવયૌવનોન્માદમાં,
અકારણ અનેકધા દમીદમી દઝાપા દીધા,
કયા દહન કાજ હે અનલ! આજ મારે ઉરે
વસીશ? ઉર તો બન્યું ભસમપુંજ—ટાઢી ચિતા.—
સૂતાં સ્મરણ—ફૂલ શાં ધવલસાનીભાર્યાં—હજી
ફરીશ વળી કેટલે સ્થળ રૂપાંતરે અંતરે!

હજી મધુર એમની સ્વપનગૂંથી છાબે નથી
ધર્યું સુમન એક, ત્યાં સુમન શાં જ ચૂંટાઇ એ
અનંત યુગથી ભિણી સુહવવા ગયાં છાબડી.
ચલી વિમલ ચંદિરા, સમસમંત ઘેરી નિશા, ૭
કિહાં નવ ઉષા ! કિહાં જીવનરંગ મધ્યાન્હના ?

અયે સરિત ! આજ તો સકળ સ્વપ્નને તાહરે
તટે જ મૂકી જાઉં છું, પણ કદી કદી આવી હું
પસારી કુમળી હથેળી તવ અંક બેસીશ ત્યાં
અકેકું મુજ સોણુલું કરી જીવંત આપીશ મા ?
કદી કદી બળ્યોઝળ્યો તવ તીરે હું આવીશ ને
બિલોરી જલદર્પણે વદન એ જ ન્યાળીશ મા !
સુરમ્ય સલિલોર્મિએ ઉમળકા સરંતા સ્મિતે,
ગભીર જલઘૂમરી મહીં અગાધ એ ચિંતનો,
સૂણીશ પરભાતિયાં મુખરબ્હેનમાં માતનાં; ૮
પ્રવાહ મહીં ન્યાળી જીવનપ્રવાહ એ સ્ફૂર્તિલો,
અકેલ જગયાત્રી હું ડગ ભરીશ અંધારમાં.

## તાપણું

કકળતી લઈ આંતરડી ગઈ
અમ વિકાસ અપૂર્ણ રહ્યો લહી,
દિલ વિના દૂર સત્ય સનાતને
ગૃહનિકુંજની માલણ માત હે!

વિકસતી શિશુપુષ્પની પાંખડી
નવ નિહાળી ઠરી તવ આંખડી,
જીવી તહીં લગી નિંદતી ઘાસને
ગઈ, લહી નવ લેશ સુવાસને.

અમ અઘોર વિકાસની વાટડી
મહીં મૂકી ઉર અમૃત માટલી
વિવશ થૈ અતિ ભગ્ન હયે ભરી
પગલીઓ યમ સાથ ઉતાવળી.

અમ અભાગીની એકલતા પ્રતિ
વિપલ સાંત્વનની ન મળી હતી,
બધુંય કલ્પી લીધું હતું કિંતુ બા!
સૂચક છેવટની મૃદુ મીટમાં.

મુજ મહીં વસી એ ચિર સંસ્મૃતિ,
અનુજને ઉર આછી જ આકૃતિ;
હજી ય એ સહુ શૈશવમાં રમે,
તવ વિયોગવ્યથા હજી ના દમે,
રુદન મારૂં નિહાળી કદા રડે.

જનની ! હું પણ કેમ શકું ભૂલી ?
વળગીને ચઢિયો તવ અંગુલી
પુનિત યૌવનમંદિરની સીડી.
ઘણુંઘણું કરવું ધરવું હતું
તવ પદે, મનનું મનમાં રહ્યું.
જીવનની ઝમતી રસનિર્ઝરી
તવ વિયોગ-રણે બળી ખાખ થૈ.
અણછીપેલ તૃષા ચ છીપી ગઈ.
ઉર બજે બસ એક જ રાગ બા !
ઊડી વસું તવ વત્સલ સાથમાં;
પળપળે પણ થૈ છતી મૂંઝવે
સૂચક છેવટની મૃદુ મીટ એ:
'પ્રિય ! રખે વિસરે કદી ભાંડુને.'
શિર ધરી ગિરિમેરુસમી શિલા
ઊડીશ આભ અનંત અખંડ બા !
ગટગટાવીશ ગ્લાનિ તણાં કૂંડાં
કૂજીશ કોકિલ હાલરડાં રૂડાં.
ચલી ગઈ ચખચંચલતા તદા
નયનમાં રમશે વીજની છટા.
સકલ સૃષ્ટિ શ્મશાન સમી છતાં
નહિ ઝમે કદી અશ્રુનું બુંદ બા !
જીવનરાગવિરાગનું તાપણું
કરી તપાડીશ, તાપીશ હુંય બા !
અનુજને ઊડતાં કરી ઊડવા.

## તારા વિના

તારા વિના એવું જ વ્હાણું વ્હાય,
તારા વિના પંખી બધાંય ગાય,
તારા વિના એ જ સમીર વાતા,
તારા વિના એ જ નિસર્ગ માતા.

તારા વિના કંદન ક્રીડણો ય એ,
તારા વિનાનાં ભવઊડણો ય એ,
તારા વિના આપ્તજનોની એ ઘટા,
તારા વિના સૃષ્ટિની એની એ છટા.

તારા વિના કાળતણી ઘડીની
કમાન થૈ કાય હજી ય ચાલતી;
કર્તવ્ય ને કર્જતણી શિલાઓ
તારા વિના એમ હજી ઉપાડતી.

તારા વિના વિશ્વ ભર્યુંભર્યું આ,
તારા વિના તોય શું એકલું બા!

# એક સંધ્યા

ઊંચા કરી શ્રવણ, વાંકડી શીંગડીઓ
ડોલાવતું, મધુર ઘંટડીનાદ દેતું,
આલિંગીને શિશુકને પયઘૂંટ પાવા
ગોવૃંદ શું ધસમસ્યું પુરમાં પ્રવેશે!

સૂતાં મૂકી શિશુ ઊડેલ પ્રભાતકાળે,
ઘૂમીઘૂમી ગગન દીર્ઘ દિગંતરાલે,
ચંચૂ ભરી શિશુકભોગ્ય સુરમ્ય ચારે
આકાશથી વનવિહંગકતાર આવે!

સંધ્યા વીતી, જગઢબૂડતી માત આવી,
તો યે બીડેલ મુજ પાંખ પસારવાને,
મારાં મીંચેલ લઘુ ચક્ષુ ઉઘાડવાને
'આવું છું હો!' કહી અગમ્ય દિશે ઊડેલી
ગાથા ગૂંથી રવિશશીવીજવાદળીની,
મારી જ એક—બસ મારી જ બા ન આવી.

## સ્મૃતિરક્ષા

વહો દિવસ કૈંક ને વરસ કૈંક વીતી જશે,
થશે ખતમ જિંદગી જનનીદર્શને ઝૂરતાં;
ગયું ઘણું ય આવશે યુગપ્રવાહમાં આથડી.
પરંતુ નહિ આવશે યુગસમાન આયુષ્યની
ધગંત રણભોમમાં શીતલ માતની છાંયડી.
રહ્યું સ્મરણનું કરી સ્મરણ અંતરે રાચવું.

ઉરે ભય છતાં, કદી અકલ વિશ્વઉત્ક્રાંતિની
અજેય સુરઅપ્સરા સુખશરાબ પિવાડીને
મને ભૂલવી ડૂલવી સ્મરણ માતનાં લૈ જશે.

વિલાસ! વિભવપ્રમોદ! અણતૃપ્ત ભાવોર્મિઓ!
રહો મુજથી દૂર રે નજર એક નાખો રખે!
વિષાદ! વસમાં દુ:ખો! અસહ આત્મએકાંત હે!
રહો હૃદયરાફડે સતત જાગતા સર્પ શા
અમૂલ્ય મણિ માતના સ્મરણનો સદા રક્ષતાં.

## સ્વપ્નખંડેર

સૂની રે સૃષ્ટિ કેરી છાંયડી, સૂનું આભ અનંત,
આભાભર્યો રે મારા ઉરનો બૂઝયો દીપ જ્વલંત;
શાંતિ વિના રે મારે સહુ સૂનું.

ઊંચાં ઉમાકેરાં બેસણાં, ઊંચી સૂરજમાલ,
એથી ઊંચા ઓ રે ઓસરે એના ઊર્મિઅજુવાળ;
શાંતિ વિના રે મારે સહુ સૂનું.

ઘેરાં આષાઢનાં આભલાં, ઘેરાં સિંધુનાં ગાન,
એથી ઘેરાં રે ગોરંભતાં એનાં અંતર-વિતાન;
શાંતિ વિના રે મારે સહુ સૂનું.

મીઠી કવિતાની ક્યારીઓ, મીઠા સંતોના સંગ,
એથી મીઠા રે એના સાથમાં માણ્યા રમ્ય પ્રસંગ;
શાંતિ વિના રે મારે સહુ સૂનું.

ચાંદો સુહાવવા ચાંચમાં ગગને ઘૂમતા ગરુડ!
કોણે રે ચાપ ચડાવિયાં? વીંધ્યાં વજ્જરઉર!
શાંતિ વિના રે મારે સહુ સૂનું.

ક્યાં રે તપે રે ભાનુચંદ્રમા? ક્યાં છે સચ્ચિદાનંદ?
તિમિરે ભરી રે કોટિ કલ્પના, વ્યર્થ વિશ્વના છંદ;
શાંતિ વિના રે મારે સહુ સૂનું.

વ્હાલાં વસ્યાં રે મારાં વેગળાં મેલી માયાના મ્હેલ,
આ રે કાયા કેરે કોડિયે હજી છલકાતાં તેલ;
શાંતિ વિના રે મારે સહુ સૂનું.

દવમાં બળે રે દિલનો ડુંગરો, શીળી એકે ન ટૂંક,
આવો ને કાળના વાયરા! માગું એકાદી ફૂંક;
શાંતિ વિના રે મારે સહુ સૂનું.

# ઉધામા

આઘેઆઘે અનુદિન જતા કલ્પનાના કિનારા,
થાક્યા બાહુ અતલ દરિયે આથડી છેક મારા,
ઊંચેનીચે નયન નીરખે વીંધીને રાત કાળી,
ઊભાઊભા અદય હસતા તારલા દેઈ તાળી.

વીતે મીઠા સ્વપન સરખું જિંદગીનું પ્રભાત,
ત્યારે મારે સતત સહવા વેગીલા વજ્રપાત;
આત્માઝંખી અમૃતમીઠડી સિદ્ધિને શક્ય એવો
થાતો મારો ભવભ્રમણનો વ્યર્થ દુર્લભ્ય ફેરો.

છોડી હાવાં સ્વજનસહજા નાવડીનું સુકાન,
થાક્યાં ગાત્રો કરી લઈ ફરી સ્ફૂર્તિલાં જોમવાન,
પ્હોંચી પ્યારા તટ પર પછી રેલવું મુક્ત ગાન—

ન્યાળી ત્યાંથી સ્વજનસ્થિતિને દૂર્ણીને કલ્પનાના
ફેવેફવે દવ સળગતા, ભસ્મ થૈ જાય ગાન,
લાગે પાછો નવજલભર્યો મેઘ શો વર્તમાન.

## સળગતી સ્મૃતિ

વીત્યાં વર્ષો ના કૈં, દિવસ બહુ તો યે વહી ગયા,
મીઠી મૈત્રીનાં એ સ્મરણ બસ હૈયે રહી ગયાં;
જહાજો ડૂબ્યાં કૈં અવળ ભ્રમણે કૈં ચડી ગયાં,
દઝાપાના ત્રાપે જલધિ તરવાના રહી ગયા.

અહો એ વેગીલાં વિરલતમ વ્હાણાં વહી ગયાં,
ઉપાડ્યાં અદ્વૈતે બસૂર થઈને ગાન અટક્યાં;
વિરાગી ને રાગી, અનલભર ને આર્દ્ર નયને
તને ન્યાળી, બાળી હ્રદય, રડવાનાં રહી ગયાં.

કદી રસ્તે જાતાં ઉભય નયનો સ્હેજ મળતાં,
સભાએ ચર્ચાએ સુહૃદસમૂહે સ્વસ્થ થઈને.
કદી પ્હેલાં પેરે ઉભય મુખ વાતે વળી જતાં,
અને આઘાંઆઘાં ઉભય ઉરનાં અંતર થતાં.

સખે! ના થંભી છે નિયત ભવની નિત્યકરણી,
વિયોગે વ્હેતી વા નહિ જ નયને અશ્રુઝરણી;
અરે એકાંતે યે હ્રદય અભિમાની ન રડતું,
અજાણે આવે કો' સ્વપન મહીં એકાદ ડૂસકું.

હવે પાયામાંથી ડગમગ થતું, કાળ-દરિયે
ઝૂમે બે ખંડાળું ભવન લઘુ મારા જીવનનું;
તહીં એકે તારી નવલ પ્રતિમા ન્યાળી પ્રજળું,
અને બીજે પેલી અસલ છવિની આરતી કરૂં.

# પૂનમની રાતે

યાદ તને આવે છે આજે?
એકલડા આથડવા કાજે
સરતા'તા સાથે ને સાથે,
પૂનમની રાતે.

પંથ તણા પછડાટો ખાતી,
અંતરના ઉછળાટે ધાતી,
સાઇકલ એ સખીઓ શી જાતી,
પૂનમની રાતે.

ડાબે કર મુજ જમણો તુજનો,
જમણે કર તુજ ડાબો મુજનો,
સ્કંધ સુહાતો, ને પથ ઊજળો,
પૂનમની રાતે.

ઉભય ઉભય-પટકીએ પડતા,
ઉભય ઉભય-બલવેગે બઢતા
સમ ગતિએ સાથે સંચરતા,
પૂનમની રાતે.

સરલ વિકટ બંકિમ સૌ કેડી,
ધપતા ખંત અનંતે ખેડી,
ગેબી એ ગતિઓની ગેડી!
પૂનમની રાતે.

પ્રકૃતિના પાલવ શું ઢળતું,
વિહગોનાં વૃંદાવન સરખું
સારસના સ્વર પર સર તરતું
પૂનમની રાતે.

મઝધારે ચંદા સ્મિતસ્હોતી
આપણુને અનિમિષે જોતી,
—ચરતાં માનસસરનાં મોતી,
પૂનમની રાતે.

ધરતીના હૈયાની સરવે
ફોરમ ફલદ્રુપતા એ પરવે,
ડોલી રહે ક્યારે ડાંગરને,
પૂનમની રાતે.

ગાઢ ગૂઢ શાંતિપટ ખણુતી,
ગાડાની કો ઘંટડી રણુતી,
ને ઉરવીણાઓ અનુરણુતી
પૂનમની રાતે.

એ અનુરણુનોને અનુસરતા
સ્તવતા'તા અક્ષરની અંબા;
—પદ્મપવન કરતા પરકમ્મા
પૂનમની રાતે.

આજ બધું ભૂલી ભમનારા!
અંતરના આથમતા તારા!
ક્યાં મારગ તારા ને મારા
પૂનમની રાતે?

તેં આદિ ટ્હૌકો મુજ સૂણ્યો,
ને તારા ટ્હૌકાથી ગુણ્યો,
ભૂલનારા ! ક્યમ જાય તું ભૂલ્યો
પૂનમની રાતે?

## સખે! સાચે એ તે—

હજી હેમંતો એ હસી રહી, પરોઢો ય પમરે
સુધાધોયાં સ્ફૂર્તિસભર, મુજ ગ્રીષ્માકુલ ઉરે!
સખે! સ્કંધો ગૂંથી તરલ ભ્રમણે બાઇસિકલે
જતા જોતાજોતા ગગન ખગને તોરણ ભર્યું!

તહીં કાલિંદી શી સડકથી જતી ગૌર નમણી
રબારી કન્યાના કરથી વિતર્યું દૂધ પડિયે
અનાયાસે થાતું અમૃતમય, જ્યાં સાકર બન્યા
મળી એ મુગ્ધાના મધુર મુખના મૌનટુકડા!

ઉષા ઓચિંતી ત્યાં સર મહીં ક્ષિતિજેથી ઝૂકતી
કરો લંબાવીને કમલ વીણતી, ને જલભર્યા
જવારાના ક્યારા અનિલ મૃદુ આંદોલિત કરી
ચગી ચંડૂલોના સ્વર સહ રહે ગૌર ગગને!

—અને પ્રાચીદોલે ઝૂલતું રવિનું બિંબ નમણું,
સખે! સાચે એ તે જીવન હતું કે ફક્ત શમણું?

# વિખૂટા મિત્રને

સ્મરીસ્મરી અનેરી ઉચ્ચ ગત સખ્યગાથા હવે
નથી જ લવવું, નથી જ કવવું, ન વા નેત્રને
સહી સ્મરણડંખ લેશ કરવાં ય ભીનાં, અને
ન વિસ્મરણનું ય તે સ્મરણ માત્ર ચાહું સખે!

અપાર અનુરાગના મધુર બાગમાં ઊઘડ્યાં
સુમિષ્ટ મુકુલો સમસ્ત જગમાં ઉછાળ્યાં, હવે
ચિતા ચિર વિરાગની અતલ આત્મએકાંતમાં
ભલે પ્રજળીને જતી કજળી છેક ધીરેધીરે!

વિશાળ જગ છે, અસંખ્ય પથ છે, પ્રવાસી ય તે
અનંત, પણ ના મને સુહૃદસ્નેહઝંખા; સખે!
તને જ તજતાં તજી સભર સખ્યસંવેદના.

ધરાતલતણા બનેલ અય ધૂમકેતુ! તને
હવે શું અવરોધ, બોધ? અફસોસ! જા, હું હવે
કરીશ બમણે બળે ખતમ આપણી કૂચને.

# નાપાસ થએલા નાનાભાઈને

બસ હવે બસ બંધુ અમૂલ્ય આ
નયન-મૌકિતક નાહક વેર મા;
અણુઅણુ લહીને અનુકંપ બા
કદી ય પાલવ પાથરનાર ના.

જડ બન્યો વિધિઘાવ ઝીલીઝીલી,
ઉરની ભોમ ન રોમ રહી ભીની,
ભરતીઓટની ઝાઝી હવે તમા
રહી નથી, કરજે મુજને ક્ષમા.

જગ-ઝવેરી નહિ પરખી શકે
દિલની દાબડી આમ ન ખોલ રે.
ધગધગંત ધરા ભરખી જશે,
રણમહીં ઝરણું નવ છોડ રે!

રુદનવેળ કલાપીની જો કલા
પરમ પાવન ને મનમોહના,
કણ ઢળે ક્યમ જો નિજના સમા
સરજતો નિજ અશ્રુથી મોરલા.

મરણમાં ય જવું જીવી ધ્યેય જો
પુરુષના પુરુષાર્થ અજેય તો
ઊઠ અમોઘ જલેભર મેહુલા!
નથી જ વંધ્ય પરાજયની ધરા.

# મૅટ્રિકની મેહફિલ

શિખંડપૂરી પાતરાં ફૂલવડી કઢી કાતળી
પલાશ પતરાવળે પીરસી, સર્વ સ્નેહી મળી
સુદૂર સરિતાતટે સુહત શંભુને મંદિરે
જમી, રમત કૈં રમી, તરુતળે પડ્યા સૌ ઢળી.

અજેય ગઢ આજ શો સર કીધો છટાથી અને
અનન્ય પ્રતિભા વડે અમર ઈંદ્રકીર્તિ વરી
હજી ય જગ જીતશું, લસલસાટ એ ઘેનમાં
ગયાં નયન ત્યાં મળી ગગનસ્વપ્નને ગૂંથતાં!

ઊઠ્યા શ્રવણ ભેદતી કરુણ કારમી ચીસથી,
ગયા સહુ શ્મશાન ડાઘુ સહ, કોઇનો લાડકો
કિશોર–અમ ભેરુ–જૂજ ગુણ ખૂટવે ઝેર પી
–અને સ્વજન જીવને ય દઈ ઝેર–મૂવો હતો!

શમી ગઇ ચિતા, શમી રુધિરરંગી સંધ્યા અને
શિખંડપૂરી યે પચ્યાં નિયતિચક્ર કેરે ક્રમે.

## દર્પણે

બળ્યા મુજ દીદાર, શું મુખ નિહાળું હું દર્પણે !
ન માંસલ જમાવટો, રુધિરલાલિમા, ને નથી
છટા મધુરતા સુહાસતણી છાંટનો ભાસ, વા
નથી તનમનાટ તેજ તલસાટ તારુણ્યનાં.

વિશાળ સમભાવજન્ય સુરખી ન સૌજન્યની,
વશીકરણ ના વશીકરણ વિશ્વનાં કર્ષતું,
કહીં મુખરણે પછી વિરલ તોષની વાદળી !
બળ્યા મુજ દીદાર, શું મુખ નિહાળું હું દર્પણે !

તહીં વિરલ છે વ્યથા, વિરલ ના કશું તેહની,
–ગુરુની મધુરી છતાં બહિર ઉગ્ર દૃષ્ટિ સમી;
–રહે સતત પ્રેરતી અતલ આત્મનૈરાશ્યના
સમુદ્ર પર બાંધવા સબળ સેતુ સૌંદર્યના.

ન કેવળ જ દેહ કિંતુ દિલના ય એ દર્પણે
નિહાળીશ, ધપીશ ને જપીશ આત્મના તર્પણે.

## છાપરામાંથી ડોકાતા સાપને

ધીમે ઊતર નાગરાજ! અવકાશ આજે નથી
ઊઠી ત્વરિત દોડવા જીવિતકાજ શય્યા થકી;
દીધેલ દૂધકોડિયાં, કદીક પુષ્પ-પૂજા ધરી
તને, તવ કુટુંબને મમ કુલે, કદી મેં ય, તે
વિસારી મુજ દેહને ઉચિત મૃત્યુનો ડંખ દે!
નથી ફરક લેશ આંતરસ્વભાવમાં આપણા,
વિલાસ નીચ સ્વાર્થ કેરી ફફડાવી ઝેરી ફણા
દીધા અચુત ડંખ મેં ય મમ વિશ્વમાતાસ્તને!
દીધેલ તવ ડંખ તો કદીક મંત્રજ્ઞાતા મળ્યે
શમી, જખમી તૂર્ત પાસું મરડી ઊભો થૈ જશે;
અરે મમ દીધેલ ડંખ!–કદી કાલજવાળા મહીં
ત્રિલોક તતડી ઊઠી, અમર તત્ત્વના અંકમાં
લહી ક્ષણ સમાધિ, દિવ્ય નવ રૂપમાં રાજશે,
તહીં ય વપુ વિશ્વનું ઝણઝણી રહી કોરશે.
અહો! જીવનદાન દે સરકતો તું શાને ભલા?
તને ય–યમદૂતને ય–અનુકંપ ઉર થાય? વા
કરાલ ઉર કોમળાં બની, કૃતાંતથી કારમા
જતાં ભજવી ભાવ, લ્હાવ મુજને શું એ આપવા?
દયાળુ બની નાગરાજ શીદ આજ પાછો ફરે?
સ્વભાવપલટો ન સંભવિત ઉગ્ર આ ઊભરે.
સમાન કરથી જ અંતિમ વિઘાત મારો ઘટે;
નથી ચસકવું, જરી ઊતર નાગ! ધીરેધીરે!

## આંખને ઉપાલંભ

હવે ન સાંખીશ,
તુફાન તારાં વધતાં અહોનિશ;
ક્હેવું અરે શું તુજને ઘડીઘડી
અભાગિની હે અણુજંપ આંખડી!
પ્રકાશની હે અભિજાત પુત્રી!
પ્રકાશના મારગ ચીંધવા તને
નીમ્યા પછી ના નીમનાર થોભ્યો
ઘેરે મ્હેરે ન્યાળવા બે ઘડી યે,
યારી તારી માત્ર અંધાર સાથે.
તું દેહના ઉન્નત દુર્ગદ્વારે,
નિમાયલી શત્રુનું સૈન્ય ખાળવા
સત્કારતી શત્રુની સ્વારીઓ સ્વયં!
ચિત્તે નિત્યે ચોરી લાવંતી ચોર,
ખોટે તારાં ખેલણો તારી ઘોર,
ને આયુને આઠ ય પ્હોર ચિંતવું
તારાં તારલ્યો તડિત્ તીક્ષ્ણ ચંડી!
કદી ઋજુ જેહ કદીક રૂક્ષ.
મારો સુંવાળો શુચિ બાલઆત્મા
તું ભોળવી અંગુલિએ બઝાડી
ટહેલવા તાણી જતી ઘડીઘડી
ને ક્યારીઓનાં પમરંત પુષ્પો
નિહાળીને ગંધપ્રસન્ન બાલ એ

ડોલી રહે દર્શનમુગ્ધ માર્દવે
વેરી અધૂરાં અનિમિત્ત હાસ.
પ્રેરી એને ત્યાં પ્રચંડ પ્રલોભે
પીંખાવે તું પુષ્પના પ્રાણપુંજ!

વેળુ ઊડે જ્યાં ક્ષિતિજે રણોની
ત્યાં દાખવે તું સર ચંદ્રછાયાં.
ને કંઠારો માપી એળે કરાલ
ઝૂરંત એ નિત્ય નવીન ઝાંઝવે-
ને કો મહાભાગ મનુષ્ય કેરાં
ત્યાગે તપે ત્રેવડથી રળેલાં
ન્યાળી ઐશ્વર્યો અનેરાં અપાર
નમી પડે નિર્મલ ભાવથી એ
તહીં અદેખી બની તૂર્ત ધૂર્ત તું
ભૂંજે એને દ્વેષ-દાવાનલોમાં!

હવે શું સાંખીશ
તુફાન તારાં વધતાં અહોનિશ?
રે આંખડી! જો તવ સંગમાં ચડી
થાયે મારૂં સત્ત્વ સર્વસ્વ અંધ
કાં ના કરૂં તો તુજને જ બંધ?
હમેશના આ ઉરના ઉછાળા
ને તાહરા નિત્યનવીન ચાળા!
સિઝાઉં ખિજાઉં છતાંય રીઝવે
તારી મારી એક લાખેણી પ્રીત-
જેના પ્રાગલ્ભ્યે હજી તું અજીત.

ભેંકાર મારી ભવવાટડીમાં
મમાત્મની એક જ છે ઉજાણી
રમાડવાં ગ્રંથ-સમુદ્ર-પાણી
ને પાણી સંગે બનવું જ પાણી.
અનેક શ્રીએ સભરે સુહંત
એ જ્ઞાનાબ્ધિની મહા સ્હેલગાહે
બની જતી શી સ્થિર નાવડી તું!
શાં સખ્ય એ કાળ તણાં કહું સખી!
નવે રસોએ પરિતૃપ્ત આત્મા,
ઘેરાઈ ઘેને મધુરે ઢળી જતો
તારાથી છાનો જઈ નીંદપારણે,
ને સ્હેલની સૌરભ સોણલે સ્મરે!
ત્યાં જાગૃતિનો પવને પડી જતો
છતાંય તું એકલીએકલી અહો
ફરકાવતી પાંપણના શઢોને
તર્યે જતી કૈંક ક્ષણો કદીકદી!
શાં સખ્ય એ કાળ તણાં કહું સખી!
ને જીવને છે ધ્રુવ આશ મેં લખી
કે આમ આવા રસસાગરોના
પ્રવાસથી પક્વ બનેલ આત્મા
જેને તું આજે કર ઝાલી દોરતી
તે કાલે ના શું તને દોરશે કે?
સહર્ષ સાંખીશ
સમુદ્રમાં બુદ્દબુદ્દ શાં તુફાન,
ગાતો આશાનાં અવિચ્છિન્ન ગાન.

# સૂકવેલી સાડી

મારા વાડા તણી વળગણીએ ઉષાઅંચળી શી
સાડી વાળી લલિત ગડી કો સુંદરી ગૈ સુકાવી,
આવી આછાં અમિત કિરણો ભાનુના બાલહાસે
નાચે તેના પટ પર, તહીં રંગ ઘેરો ગુલાબી
કેવી ધારે ચમકસુરખી મૌગ્ધ્યના મૌન જેવી!
મેંદી કેરાં નિકટ જૂથ ને વલ્લીઓની કમાન,
બીડેલી કૈં કુસુમકળીઓ, ઊઘડ્યાં પુષ્પ, પાન,
સાહિત્યો સૌ ગૃહ નિકટનાં, આંગણું ને દીવાલો,
માણે છે શો સભર સુરખીસ્નાનનો આજ લ્હાવો!

આવી એવે અનિલ અહિંયાં નર્તતો મંદ લ્હેરે,
ધીમેધીમે ચકરી નમણી લૈ ચગાવે છટાને;
ફેલાતી ત્યાં ક્ષિતિજફલકે ઊર્ધ્વ આભા ચડીને
ભાળું સારૂં ભુવન તરતું સપ્તરંગી સમુદ્રે!
ચિંતું ચિત્તે ઘડીક ‘રમણી કોણ આ ધારનારી?
કોના સ્પર્શે મનહર પ્રભા પામી આ ક્ષુદ્ર સાડી?

આવે આવે લલિત લટકે સુંદરી એ જ આવે!
લાવે સારે જગ ઝલકતા તેજના પુંજ લાવે.
આજે મારૂં જીવનગૃહ સૌ ધન્ય ને ધન્ય વાડી,
લેવા સાડી વળગણી થકી શેષપુત્રી પધારી;
એ હૈયાના શુચિગુણછટાયુક્ત આદિત્ય કેરૂં

આવી આછું કિરણ અધૂરા સ્નેહબિંબે શમે તો
કેવો મારો ઉરશશી રમે આયુની પૂર્ણિમામાં?

ના છાંટ્યાં મેં નયનરસનાં છાંટણાં સ્નિગ્ધ ભાવે
આ હૈયાના જનમતરસ્યા સ્નેહના શુષ્ક ક્યારે,
ના ગાયાં મેં પ્રણયગીતડાં કાલીઘેલી ગિરાએ
આ વીણાના રણઝણી રહ્યા તારના તાનતાને,
ના વેરાયાં સ્મિતસુમન એ સ્નેહની છાબડીથી
લંબાવેલા શિશુક સમ આશાભર્યા ખોબલે રે!
ગર્વિતા એ મદમલપતી કુંજરી શી છટાથી
ચાલી ગૈ રે ચપલ ચતુરા ચોરીને ચિત્તચંદ્ર!

જા, ચાલી જા, અયિ પ્રિયતમે! પૂર્ણ આનંદથી જા,
તારા માન્યા અવર ઉરના હીંચકે ઝૂલવા જા,
તારાં ઊંચાં, અચળ ઉરનાં દિવ્ય ઈંદ્રાસનોને
ના ડોલાવી શકી લગીર આ રંકની મૂક વાચા,
તો નિશ્ચે એ પ્રણયતપનાં ધ્યાન મારાં જ કાચાં.
મારે હાવાં નવ જીવન, સૌંદર્ય વા સ્નેહલિપ્સા
આ હૈયાની ભસમ થઈ ગૈ મેરુ જેવી મહેચ્છાઃ
જા, દોડી જા, કલકલરવે નેહની નિર્ઝરી! જા;
તું પામો કો પ્રબલ વિચિએ ગર્જતો સ્નેહસિંધુ;
સ્નેહે દેહે વિસરી મુજને ખેલી ખેલાવજે ત્યાં,
તો યે સાડી લઈ સૂકવવા વાડીમાં આવજે હો!
દાટી દીધી શતશત થરે તો ય પેટાળ ફોડી
ઉત્કંપા લૈ અદમ ધસતી ઊર્મિને દેશ દાબી
એકાકિલો શિશુક સમ ન્યાળંત એની ગુલાબી.

# આવી અને ચાલી ગઈ

વાયો અહો વાયુ શીળો, વનમોરલા બોલ્યા, છતાં
વાદળી આકાશમાં આવી અને ચાલી ગઈ.

રડતી સમે પડતાં હસી મુખ શોભતા સોહાગ શી,
ભૂખરા વ્યોમે ઘડી બાંકી છટા ઢાળી ગઈ.

લલચાવીને લટકાળીએ લીધું ઘણું, દીધું ન કૈં;
આવું છું કહી ઉતાવળી દઈ હાથમાં તાળી ગઈ.

સરકાવિયો સુર ચાપનો પાલવ અને અભિમાનથી
તારાનું સ્મિત વેરી બળેલાનું બધું બાળી ગઈ.

હૈયા મહીં સાગરહિલોળંતી હતી આવી છતાં,
બળતાથી બળવાને ડરે પાયા વિના પ્યાલી ગઈ.

ખાબોચિયાં ખાલી કરી જયમત્યમ જિવાડ્યો પાકને,
આષાઢની આશા જતાં હૈયાની હરિયાળી ગઈ.

ઝાંઝવાં જોઈ હવે ભમવું રહ્યું ભવને રણે,
વર્ષા સમી વર્ષા અરે વરસ્યા વિના ખાલી ગઈ.

# હૈયાહીણું હૈયું

હું ના સહજ મોહ્યો હતો,
એ નેનમાં નમણો નશો જોયો હતો.
ના ના નશો કેવલ, કશો
જાદુ ય કિંતુ જિગરનો ત્યાં ઊડતો જોયો હતો,
એ રેશમી પાંપણતણે પડદે ઢળી રોયો હતો.

તેણે પૂછ્યું કે ક્યાં જતા?
મેં ના કહ્યું કે શી તથા?
ને નાવ ચાલી સૂણતી પેલી સદા શાશ્વત કથા!
ખારે સમંદર સેલનારાં માછલાં,
મીઠાં લહી અમ અશ્રુ ત્યાં,
શાં વ્યાકુલાં રે શી વ્યથા!

ભરતી હતી અનુકૂલ શી!
ને નાવ ફરકે ફૂલ શી!
પાણી નવાં! પંખી નવાં! નવલા પવન! નવલાં ગગન!
શશિયર તણી શી ફૂંક ને શી સૂર્યની મીઠી અગન!
શું શું સ્મરૂં? શું વિસ્મરૂં!
જ્યારે અહીં, આ કારમી મઝધાર કેરા કાળમીંઢ ખડકો પરે
મુજ નાવના ટુકડા પડ્યા ગણતો ફરૂં!
ને દૂર, ઓ!
સરતી પ્રિયાની નાવડી નવલી પણે

અદૃષ્ટમાં અદૃષ્ટ થાતી ન્યાળીને
જ્યારે અહીં મૌને ગળું !

શાને સ્મરૂં? શેં વિસ્મરૂં?
મઝધારના ખડકો પરે થઈ ખડક શો,
બસ ટુકડા ગણુતો ફરૂં.
ઓ મીઠડી મુજ મૂલ ભૂમિ !
જ્યારે તને છેલ્લી ચૂમી,
ત્યારે હતું કલ્પ્યું, ઘણું કલ્પ્યું, અરે કલ્પી શકી જે કલ્પના,
મેં લહરીના વંટોળિયા કલ્પ્યા હતા,
પણ કલ્પનાની પાંખને લહરી બની પ્રેરંત તે
પથ્થર બની પથ્થર ઉપર પટકી જશે–
–મેં ના કદી કલ્પી હતી એવી અરે
જલતી જિગરની જલ્પના !
–આયુ ય મારૂં અલ્પ ના !

અય સુંદરી !
મઝધાર તેં બદલી તરી,
ના પાછલું કંઈ સાંભર્યું,
ને ભાવિ સફરો કાજ સંપાડેલ તે અહીંનું બધું,
આસાનીથી સહજચ્છટાએ ત્યાં જઈને ગોઠવ્યું.
ના એ વજન તુજને નડ્યું !
એ વજન પર નવલું વજન
નવ આશ ને નવ સ્વપ્નનું પણ લાદિયું;
ને માહરૂં આ ફૂલ શું હૈયું તને ભારે પડ્યું ?

તારા ઉમંગે ઊછળ્યું,
તારા રૂદન સંગે રડ્યું,
તુજ શું રમ્યું, તુજ શું ભમ્યું, તુજમાં શમ્યું;
એ માહરૂં હૈયાહીણું હૈયું તને ભારે પડ્યું
કે એ જ એક વિછોડિયું?

# દર્શન

આવી હતી તું મુજ પાસ, અરે ન માનું,
આવા અઘોર તિમિરે કયહીં એમ ભાનુ?
તારૂં કયહીં ફરકવું ય અહીં લગાર?
ભીંતે ય જ્યાં લટકતી નથી એક નાર!

આ સામસામી ઢળતી ગૃહબારીએથી
બાંધી લપાતી રસમીટ તણો હીંચોળો
ખાધેલ ના જ ઉભયે કદી એક ઝોલો;
ને દાદરે ઊતરતાં ચઢતાં અચિંત્યો
ભેટો થતાં, અવર પૃથ્વીનું પ્રાણી લેખી
થંભાવી શ્વાસ સરકંત હજી ય બંને;
ત્યાં કલ્પના ય કરૂં કયાં રસગોઠડીની!

તો યે પ્રસન્ન પરિતૃપ્ત બનેલ હૈયું
ઊંઘ્યા અગાઉની ખરેખરી યાદ આપે
કે ઊગી આથમી ગઈ બીજરેખ શી તું
સાચે જ આ અટૂલી ઓરડીની ક્ષિતિજે!

માર્તંડ ચંડ ગગનાંગણ ઉત્તરાનો
ઘૂમંત કોટિ લપકાવી કરાલ જિહ્વા,
આનંત્યના ધગધગંત રણે ધરિત્રી
ધીમે ભરંત ડગ, લાડકી બાળકી શી
સીત્કારતી કટિવિરાજિત દગ્ધ સૃષ્ટિ!

મધ્યાહ્નમૌન મલકાવત શેરી કેરા
સેવાર્હ સંત સમ પાંચ ય પીપળાઓ
વીંઝી રહ્યા મધુર મર્મર વીંજણાઓ!
ને હું પથારી મહીં આગળના અગાસે
સૂતો સઈ અનુભવ્યા વિમલા હુલાસે.

તાવે શરીર સઘળું ધીકતું હતું ને
અશ્વક્રીડાંગણ સમું ધખકંત શીર્ષ,
તારા શશીશકલ શા સુકુમાર હસ્તે
પંપાળતી હતી તું લેઈ ઉદાર અંકે.

ધીરેધીરે પવન ઢોળતી પાલવેથી
ફેલ્યા મુખે અલક શુષ્ક સમારતી'તી,
ને એકલા હૃદયની અણુસીમ જ્વાલે
મૂંગીમૂંગી નયનનિર્મલી છાંટતી'તી.

અંગાંગથી ગઈ ઉતારી તું તાવ મારો
દેવી દયાળ! ઉપકાર કદાચ એનો
વાળી શકીશ તક સાંપડતાં; પરંતુ
જે ધીકતો પ્રથમ દર્શનની પળેથી
તે ગૈ ઉતારી જ્વર અંતરનો અસાધ્ય,
આંકીશ કેમ ઋણ એહ તણી હું માઝા,
તારે ઉછંગ જનમ્યા વિણ જન્મ ઝાઝા?

# પ્રણયપુષ્પ

પ્રભો ! પ્રણય કયાં કરૂં, સફળ જન્મયાત્રા કરી
વરી વિજય વિશ્વમાં વિરમવા વિરાટે વળી ?
ધરૂં સુમન સ્નેહનું સરલ કો સુકન્યા—કરે ?
ખીલી અધિક આજથી સુરભિ વિશ્વમાં વિસ્તરે.
ઊડી અનિલસંગમાં વિમળ વ્યોમગંગાતટે
પરોવું વીજવેણીએ ? અગર ગૂંથું ચંદ્રીલટે ?
ઉમાશિખર જૈ ગ્રહી લટકતી ઉષા ઓઢણી
ગુલાબ નીલ કેસરી ભરત મધ્ય મૂકું છડી–
પ્રણયપુષ્પ મારા તણી ?

પ્રભા વિવિધ ધારી હું સરલ બાલ્યસાથી બનું ?
નથી હૃદય અબ્ધિ શું ગહન, મેઘઔદાર્ય ના,
તદા રસિક ચંદ્રી વા ચપલ વીજને શેં ચહું ?
ઉષા ય કયમ ના હસે ? રવિ કયહીં! કયહીં આગિયો !
અરે હૃદય ! શેં ઝૂરે અફળ ઊર્ધ્વ સંવેદને ?
પિતા ! પ્રણયપુષ્પ છે: ચરણ માત્ર તારાં ચૂમે.

## નવી ઊષા

ઊગી આજ ઉપરછલી એ જ ઊષા,
નયનો! ક્યમ એ નભરંગ ગમે?
પ્રિય! નો'ય અનભ્ર અનસ્ત પૂષા!
વસમા દિનમાં રસમાં શું રમે?

હજી એ જ અમાસઅઘોર નિશા,
હજી એ નરકાસુર–દગ્ધ દિશા,
હજી દેશની એ દુખિયારી દશા,
વસમા દિનમાં રસમાં શું રમે?

આ સૂર નથી ઉરના પૂરનો,
આ રણપટપર ચળકંત જલો,
પ્રિય! બાગ બન્યો આ કાગળનો,
વસમા દિનમાં રસમાં શું રમે?

તહીં અતલ ગગનતલ ફરવાં છે,
જલધરધનુને કર ધરવાં છે,
પછી અર્ધ ડગે ક્યમ ડરવાં છે?
વસમા દિનમાં રસમાં શું રમે?

તવ દૂર ભલે પ્રિય! બંદર હો!
રિસાઈ ગયા રવિચંદર હો!
તારી નાવ ચગંત ચઢયે શઢ હો!
વસમા દિનમાં રસમાં શું રમે?

# આઘા રહો

મેં તો છાંડી શરદની રાત્યો, હો ક્હાન આઘા રહો,
મેં તો લીધી છે વેગળાની વાટચો, હો કહાન આઘા રહો.
હું તો ઘેલી નથી આજ ગોપી, હો ક્હાન આઘા રહો,
મેં તો રાખી છે રણની રખોપી, હો ક્હાન આઘા રહો.
મારી પાનીથી ઊતરી મેંદી, હો ક્હાન આઘા રહો,
લાત મારી જગાડતાં એદી, હો ક્હાન આઘા રહો.
તારી ગાવડી યે આજ નથી દોહવી, હો ક્હાન આઘા રહો,
મારે એકવાર જોગણી જોવી, હો ક્હાન આઘા રહો.
આજ એળે જશે તારાં લટકાં, હો ક્હાન આઘા રહો,
કોટિકોટિના થાય પણે કટકા, હો ક્હાન આઘા રહો.
તારી બંસીના બોલ કેમ ભાવે, હો ક્હાન આઘા રહો,
મારી માતાનાં આંસુ બોલાવે, હો ક્હાન આઘા રહો.
તારાં નયનોમાં બાણુ કેમ વાગે, હો ક્હાન આઘા રહો,
લેઈ જાવો છે યુગ આગેઆગે, હો ક્હાન આઘા રહો.
તારૂં ગોકળિયું લાગે છે નાનું, હો ક્હાન આઘા રહો,
તપે ખંડખંડ ભાવનાનો ભાનુ, હો ક્હાન આઘા રહો.
મેં તો વ્હાલાંથી તોડ્યા છે વિવા, હો ક્હાન આઘા રહો,
દ્હેરી દ્હેરીએ કરવાને દીવા, હો ક્હાન આઘા રહો.

## ઇન્કાર

હું જ્યાં જતો ત્યાં નવ કોઈ આવતા,
દયા ન મારી ઉર લેશ લાવતા;
મારા તમારા મતિભિન્ન પંથ,
ત્યાં અંતરે શા વિખવાદ-ડંખ ?

પ્રલાપની કોટિ પરંપરાએ
વિસાર્યું શેં જીવનલક્ષ્ય જાએ ?
આ ઊછળું એકલડો અકંપ,
માપું ફલંગે ક્ષુરધારપંથ.

વિમાસશો ના, ફિટકારશો ના,
સરૂ કદી જો પગથી ચૂકી આ;
પ્રયત્નની કુંદનપાટની કણી
પરાજયે શું પતને જતી મળી ?

ના આપશો કિંચિત સ્નેહસાથ,
ભીડીશ તો યે નભ સાથ બાથ.

# ખારવો

હું તો મારી નાની તરણી લઈ તોફાની દરિયે
જતો કાંઠેકાંઠે વિચિ-વમળ-ઝંઝાનિલડરે,
અજાણ્યો અબ્ધિનો પથ, સુહૃદ, હોકા નવ કને.
અને મધ્યે મસ્તી મચી, ઘૂઘવતી સિંધુરમણા
મહીં સ્હેલાણી કૈં અભય–સૂરદોરી સહી સરે
અનંતે ઉંડાણે, ધવલ નવલાં મૌક્તિક લહી
ઉરે નાચે, રાચે, નયન નચવે કૈં મુજ ભણી
કિનારાની કૉડી છીપલી વીણતો કાયર ગણી.

જવું મારે શું એ શરમભર નેત્રે નીરખતાં
હજી કાંઠેકાંઠે? નહિ જ, નહિ રે પ્રાણપરવા!
મળો મોતી વા ના, વિજયસ્મિતની યે નવ તમા;
હવે તો હંકારૂં અતલજલઝંકાર સૂણવા.

અને આ આંધીએ ઉર ઝગમગંતી ધ્રુવકણી:
મર્યાનું મધ્યે જૈ સ્મિત પ્રગટશે છેવટ ઘડી.

# એકલ પાણીપંથો

નાસી ગયા સૌ હતશૌર્ય સાથી,
હું એકલો આ પથનો પ્રવાસી;
અઘોર આ કાજળઘેરી રાત્રિએ
પૌરુષના લક્ષ પ્રદીપ પેટવી
આ શૃંખલા કૈં ક્ષિતિવર્તુળોની
બાહુકમાને કરી ચૂર્ણ, ઠેકડે
આભે અડ્યા ઉન્નત અદ્રિ ઠેકતો,
અનંત વ્યાપી અવકાશ ચોકમાં
ઉછાળતો પર્વતશૃંગ પુષ્પ શાં
ઉચ્છવાસથી, ને નિધિ ઘોળી પી જતો
લૈ શ્વાસ, પાતાળ સૂતેલ શેષને
ધરા ધ્રુજાવી પદ-રૌદ્રતાલે
ઢંઢોળતો, હર્ષ પ્રમત્ત નાદે
આકાશના ઘુમ્મટને ગજાવતો,
શચી તણાં સુંદર ભૂલકાં શા
રમાડતો આ શત મેઘખંડો,
બ્રહ્માંડના કાનનને ધ્રુજાવતા
વિરાટના વાહન સિંહ જેવા
મહાકાળ વિકાળની કેશવાળી
ઝાલી, સવારી કરીને કુદાવતો
મારા વરેલા ધ્રુવલક્ષ્યસ્થાને
હું દોડતો એકલ પાણીપંથો.

# યુવાનો

અમે યુગઅરુણની ઝલક ઝીલતા આરસા,
દિશા ઊલટીને ઉજાળી કુમળા પરાવર્તને
જગાડી જગના અઘોરી નવચેતના પ્રેરતા.

અમે જગસપાટીએ રમણરૌદ્ર વંટોળિયા,
ઉખેડી જડમૂળથી જીરણ વૃક્ષ, ને વેરતા
નવીન યુગભાવનાં બીજ અનંત આસ્થા થકી.

અમે વતનવાડીને વિવિધ ખોડીબારે ખડા
અબીડ નયને અકંપ રખવાળ, હાકોટતા,
ગલોલભરી ગોફણે વનવનો તણાં વાંદરાં.

અમે અણપલોટ ઉગ્ર પણ વીર્યભર વાછડા,
ધરી જગતની ધુરા પ્રબલ કંધ પેં, શોધતા
ચિરંતન ચીલો નરી નકર ભોમને ખૂંદતા.

અમે અમર યુદ્ધની અગનગાડીના કોલસા,
તળેઉપર થૈ જતા શગદપાવડે શૌર્યના;
દઈ ચમક એકની સમય અંતિમે અન્યને
બની ભસમસાત ભઠ્ઠી ધખતી સદા રાખતા.

# મહત્ત્વાકાંક્ષા

ફણાના ફુંગોળે અચુત ઇતિહાસો ગળી જતો
મદે મર્દી લૈને મણિધર મહાકાળ સરખો
નચાવું નાથીને અદય ઉરના અંકુશ થકી,
અને નાચે સાથે ક્રમ નિજ ભુલી પ્રકૃતિ–નટી.

હવે હૈયે આવા અતુલ બલથી આગ ઝરતા
ઊડે લાવા, થાવા સકલ ચિતનો ચક્ર ધરતા,
પદાઘાતે વાટે જીવન જગનાં કૈં કચરતો
વધે વેગે વાજી મદભર મહાચંડ મનનો.

ઉનાળા કાળા ને શિશિરસુસવાટા સહીસહી
મથે મ્હેકી જાવા જગતકુસુમો જીવન મહીં;
અરે! તેને વીંધી મુકુટ ગરવા શીર્ષ ધરવા
ભલું હૈયા! તેથી પીગળી કરવી કૈં મૃદુ ધરા.

મહત્ત્વાકાંક્ષાના અનલ અનિલો થૈ મલયના
વહો દાઝેલાંના જીવનગીતની થૈ મૃદુ વીણા.

# ફિરંગીના કબ્રસ્તાનમાં

અહો અહીં અકેલ ઉન્નત તળાવને ટેકરે
અપૂજ્ય અણુજાણુ સ્મારક સુહાય, વાસ્કોડીની
વડી વણુજફૂચજન્ય ઇતિહાસનું; ધન્ય આ
ધરા, જહીં સૂતેલ શૂર નિજ ભોમનું નૂર લૈ!

અમો તણી સમષ્ટિવત્સલ ધરાઉછંગે ઘણું
રમી જમી દમી સૂતેલ પરભોમપુત્રો! હવે
અમારૂં ઉર ના ચડે યુગ ગયેલ આલોચવા,
ન આજ, ત્યમ દૂરના અમ સુવર્ણકાળે ય તે.

નિહાળી તમને તટસ્થ ઇતિહાસદષ્ટે અરે
શકાય અવમાની કેમ? સરસાઈ આ સ્વત્વની
સદૈવ નિરખાય રે જગ મહીં રૂપે જૂજવે!

અમે ય હશું એકદા અચુત કોશ છેટે સૂતા,
હશે તહીં ય કાલચક્રબલપ્રજ્ઞ દષ્ટા ન વા?
હજો, નવ હજો; કશી ય અમને ન તેની સ્પૃહા.

# આવતી હોળી !

આવતી હોળી !
હૈયા ! હવે આવતી હોળી !
ઇંધન કાગળના બાગ, કારમી આગ, છતાં ધૂંધાતી !
જો લગે ફકીરની ફૂંક ! વ્યોમની ટૂંક શિખાઓ છાતી !
ખૂંપીને ક્ષિતિજે નેન;
કંઈ ગણ્યાં અગણ દિનરેન !

ને ચઢ્યાં નિરાશે ઘેન, પ્રાણ ! પણ જો અબ લોચન ચોળી,
આયુની અનેરી બહાર ! સ્વપ્નનો સાર ! આવતી હોળી !
કોઈ રમે છાણ ને ધૂળે.
કોઈ રમે રંગ કેસૂડે !

ને રમે ગોબરે ગીત, રીઝવી ચિત્ત, કર્મના કોળી;
એ ગલગલિયાં ને ગેલ; સર્વને સ્હેલ ન્હોય આ હોળી !
કોકિલના કલરવ કોલે,
આમંત્રતી ફૂલના મ્હોલે,

આ વસંત સરખી વસંત જેની રટણામાં રગદોળી,
તે યુગલક્ષ્મી સાકાર, સત્યનો સાર,
આપણે દ્વાર, દીપતી હોળી !

# સમાજનો સોનાર

આજ ઉષાના રંગ માતાના મ્હૅાલે રમે,
તે ઝળહળતે શૃંગ ફરકંતા ધ્વજ શા તમે !

પંપાળીને પાય, માંદી માનવ જાતને
ઢાળો શીતળ વાય, વિશ્વપ્રેમને વીંજણે.

કાળ રમાડે રાસ લોહીલખ્યા ઇતિહાસને,
તમારૂં નિર્મલ હાસ પ્રકરણ પીયૂષે લખે.

સીંચ્યાં તપનાં તેલ કોરા જીવનકોડિયે,
બળતી દેહદીવેટ દેશદાઝને દીવડે;

સમાજના સોનાર ! મનમંથનની ભઠ્ઠીએ,
હૈયાં કેરાં હેમ ગાળી ઘાટ ઘડ્યા ઘણા.

## મહાસભાનું મંદિર

મંદિર ! તારે દ્વાર આજ કોટિક દીપ લ્હેરે,
પખાળવા તુજ પાય ચઢ્યો જનસાગર હેલે;
થનગનતાં ઉરગીત નસે સુંદર સૂર રેલે,
કોનાં પૂજન આજ દેવી વિનાને દ્હેરે ?

પાંત્રીશ કોટિ પુત્ર તણા અવિભિન્ન અવાજે
જય જય ભારતનાદ વ્યોમને ગુંબજ ગાજે;
ભૂલી ભેદાભેદ એકતાની અંજલિએ
કોને અર્ઘ્ય અપાય દેવી વિનાને દ્હેરે ?

તોડી જીવનમ્હેલ પથ્થરો જેણે પૂર્યા,
સંસારે સ્થિતપ્રજ્ઞ બની ખંડેરે ઝૂર્યા,
ઇંદ્રધનુ શાં રંગસ્વપ્ન સંકેલી જેણે
રંગ્યા તારા ભવ્ય ઘુમ્મટો ભાવિક નેણે,
જેની જીવનજ્યોત ઝુમ્મરો શી ઝળહળતી,
જેની આયુર્વાટ અગરબત્તી શી બળતી,
પરદેશી પણ પ્રેમ થકી જે પુષ્પો વેરે,
તેનાં પૂજન આજ દેવી વિનાને દ્હેરે.

કર્યા કલંકિત ચંદ્ર શીયળના મૂર્ખ મનાવા.
બની દિવ્ય દૃષ્ટાંત પ્રગટિયા હિમે ન્હાવા,
મ્હેલ તજીને જેલ જતાં નવ આવ્યું આંસુ
તેની ચૂમીએ આજ અમે ચરણોની પાંસુ.

જેની ખાંધે ચઢી જતાં'તાં જીવનવાટે,
તે પુત્રોને પૂરી માતના મુક્તિઘાટે.
પૂરા કરતી પંથ ઘંટીના પથરા તાણી,
તે જનની પ્રતિ આજ અમારી અંજલિ નાની.

મનહર મુગ્ધ રસાળ તજી ગુણગરવી ગોરી
લેઇ માતનું નામ કંઠ સજી કાળની દોરી.
વર્યાં વતનનું વ્હાલ ધરી જે કાળે દરિયે
તેનાં પૂજન આજ અહોભાવે સૌ કરીએ.

ધન્ય વીર એ ધન્ય રમણી રસ ભોમે ભરતાં
પૂજ્ય થકી યે પૂજ્ય પૂજ્યનું પૂજન કરતાં.

## સંધ્યાને

ખસી જા ઓ સંધ્યા! ક્ષિતિજ પરથી સત્વર હવે,
મને આછાં તારાં તિમિર-અજવાળાં નવ ગમે;
ભલે કાળા ગાઢા ગહન પડદે શર્વરી દમે,
લપાતી ઓ આવે સુરઝલક આદિત્યની ક્રમે.

## શ્રમજીવીનું સવાર

હવે પોઢ્યા જાગો ને મારા પ્રાણિયા !
તોડી સમણાંની સૃષ્ટિના તાર,ઘેરાતો પોકાર,સૂણો રે સોસો શંખનો.
પ્યારી પાછલા પ્હોરની નિંદરા !
જાણું છું તારા પ્રેમનાં પૂર, રવિવાર દૂર, લાચાર છું લાડણી !
વીરા, થંભો વસંતના વાયરા !
ઢૂંઢી લ્યો ને ધનિકનાં ધામ, નથી અહીં કામ, લોચનિયાં ઘેરાય છે.
વનની વાટે વળો રે વ્હાલાં પંખીડાં !
ઘણું ગમે તમારૂં ગાણું, મોંઘું થાયે ભાણું, હવે ના પોષાય છે.
મારા ભવનાં ભાગીદારણ ભામિની !
ઊઠો ઊઠો વીતી ગઈ રાત, થવા આવ્યા સાત, મિલે મોડું થાય છે.
તમે બાળ સુવાડો ને પારણે,
એને કરવી છોડો હવે કોટિ,બનાવો ને રોટી,માનો રે મારાં માનુની!
તમે ઓછું અતિથિ ! ના લાવશો,
ઘણુંઘણું તમો ભણી માન, છતાં રહેતું ભાન પળે રે પળે પેટનું.
બાઇસિકલ ! બાજી રે તારા હાથમાં,
ગાડી ઉપરીની આગળ દોડે, હવે તારે ખોળે, મારી રે પવનપાવડી !
છેટીછેટી કોડામણી કલ્પના !
છેટા સાચા જીવનના રંગ, તમો તણા સંગ, દિને રે મારે દોહ્યલા.
હવે ચિત્તડે ચમકો રે યંતર આંકડા,
ચમકોચમકોચ્હેરે ચાટુહાસ,જૂઠાજીવનચાસ,ખેડો રે ધોરી ધૈર્યના.

## અંધારપછેડો

કાર્તિક માસનું ટાણું હો ડ્રાઈવર, અગિયારશનું વ્હાણું રે લોલ,
રંગીલી મોટર કાઢો હો ડ્રાઈવર, દુધી ઋષિ ભણી હાંકો રે લોલ.

સાબરમતી સ્નાન કરવાં પવીતર પાણીમાં દેહ બોળી તરવાં રે લોલ,
ટાણી જમણી ના જોશો હો ડ્રાઇવર,જોશો તો નોકરી ખોશો રે લોલ.

ભેજામાં રાખજે ફાંકો હો ડ્રાઈવર,થાશે ના વાળ તારો વાંકો રે લોલ,
શેઠ તારો કાળનો કાકો, કચેરીમાં દેશે રૂવાબે જવાબો રે લોલ.

ન્હાઇધોઇ પરવારી વ્હેલાં હો ડ્રાઈવર, જવું આચારજી પ્હેલાં રે લોલ,
મંગળાનાં દર્શન કરવાં,અનુપમ આરતીના લ્હાવ મારે વરવા રે લોલ.

થયું જો લેશે અસૂરૂં તો ડ્રાઈવર; સમજી લ્યો જીવન બસૂરૂં રે લોલ,
હાંકો, પવનવેગે હાંકો, મોટર મારી જેમતેમ દીધે રાખો રે લોલ,
આવ્યો મંદિરે જો ટેરો તો ડ્રાઈવર, જાણો જીવન ખાલી ફેરો રે લોલ.

*　　*　　*

ડ્રાઈવરે દંત કચેડ્યા, મોટરમાં પવનના પાવર મેલ્યા રે લોલ,
સૂણી શેઠાણીની બોલી, હો વાંચનાર,દીધાં સુકાન સદ્ય છોડી રે લોલ.

સાતનાં ભૂંગળાં વાગે, હો વાંચનાર, ઝબકી મજૂરિયાં જાગે રે લોલ,
પાપીડા પેટને કાજે બિચારાં અડધી ઊંઘે ઊઠી ભાગે રે લોલ.

જમની રાંડેલીનો મંગો ઉતાવળો, હાંફે ને દેતો ફલંગો રે લોલ,
થયો મિનિટ પાંચ મોડો, તેની એના કાળજે લાગી છે ઝાળો રે લોલ.

ઝાંપે જમાદાર પૂછે, ઉપરથી જૉબર જગન્નાથ રૂઠે રે લોલ,
ગોરા સાહેબની ધાકે કાયા એની દોડીદોડી છેક થાકે રે લોલ.

ચાલીચાલી ચરણુ થાકયા, ડામરના રસ્તા મપાતા નમાપ્યા રે લોલ,
તેજઅંધારની છાયા, સવારની સોહામણી નભમાયા રે લોલ.

વાયુ ધીમેધીમે વાતા, પંખીડાં વ્યોમે ચઢી ગાન ગાતાં રે લોલ,
મંગલ ગીતડાં ગાતી માનુનીની મહેભરી હાર જાતી રે લોલ.

ચર્ચેલાં ચંદન ભાલે ને હાલતી વેણી વિખેરાઈ ગાલે રે લોલ,
આછાં ભીનાં ઝૂલવાળાં મુલાયમ મોહક વસ્ત્રને ભેદી રે લોલ.

કિરણો શું તાળીઓ દેતી સરી જતી સૌંદર્યની દેવજ્યોતિ રે લોલ,
મંગાને એવી ન આશા જીવનના બે જ જડયા એને પાસા રે લોલ.

મિલકેરા કારમા સાંચા, બીજી એની વ્હાલેરી વિધવા માતા રે લોલ,
એને કેવા એવા લ્હાવા જ્યાં રાંકડી માતાને મળતું ન ખાવા રે લોલ.

મીઠી મેહુલિયાની ધારા મજૂરિયાંના ઉરના ન ઠારે અંગારા રે લોલ,
ત્રાસે ભર્યો એ તો નાસે, મંગળિયાને મોડું થયું આજ ભાસે રે લોલ.

આવી શેઠાણીની ગાડી, કર્યા વિના ભોંભોં દીધો એને પાડી રે લોલ,
ચાલી મંગળિયાને ઠેલી, શેઠાણીને દર્શનની તાલાવેલી રે લોલ.

પોલીસો વાતા પિપૂડી, શેઠાણીનો સાળુ રહ્યો દૂર ઊડી રે લોલ,
ગાડી દોડે નરોડાના રોડે ને દુનિયા જોતી રહી ફાટે ડોળે રે લોલ.

આટલા કીધા તમાશા શેઠાણીની તોયે પુરાઇ ન આશા રે લોલ,
આચારજી દેવને દ્વારે હો વાંચનાર, પથ્થરના દેવને દ્વારે રે લોલ.
આવી ગયો એવે ટેરો પલકકાજ પડી ગયો પીળો ટેરો રે લોલ,

જમનીના જીવનદ્વારે હો વાંચનાર, જમનીના જીવનદ્વારે રે લોલ,
પડ્યો જનમનો ટેરો હો વાંચનાર, કાળો અંધારપછેડો હો રામ!

# કોદર

કાનમ દેશનો કણબી કોદર ખંતીલો ખેતીનો, ઘેર
કાળુડી ધરતી કામધેનુ સમી દૂઝતી, આ સાલ મ્હેર
વર્ષાવી અમૃત વર્ષાએ કીધી, ને કોદરે ચાસેચાસ
ખેડી કરી ધરા માખણ જેવી, ને વાવિયો સર્વ કપાસ
નીતર્યે નેવલે નાચી રહ્યું જહીં સ્વચ્છ શરદનું હાસ.

કર્મની ક્યારીને ખિલાવી કોદરે પાઈ પસીનાનાં નીર,
પોપટી રંગનું વણી પાનેતર કાયાનું કાંતીને હીર
ધરા ઢબૂડી, ને લળીલળી એનો જાચતો આતમકીર
'દેવાનું પિંજર ખોલજે દેવી! છોકરાં પામે ખીર.'

હેમંતે પારણાં ઝુલાવ્યાં પાકનાં શિશિરે શૈશવ જાય,
કાળી ધરા કેરી લીલુડી સાડીએ સુનેરી બુટ્ટા સુહાય.
પડ્યો ને પાથર્યો પાક સાથે રહી છાતીએ ચાંપે એ છોડ,
'શિરને શીકેથી દેણાની દોણીઓ ઉતારૂં આ સાલ,' કોડ
સેવતો અંતરે, સુંદરી છોડી ને કાયાનો વજ્જર કોટ
કરી કપાસને કારણે, કેવળ મંદ ગડાકુને ગોટ
અબીડ આંખડી રાખીને ઝીલતો શિશિરવાયુની ચોટ.

સતહીણો એવે સૂર્ય થયો શકે, અથવા અદ્રિ કરાલ
ઓગળ્યા હિમના સુરઅસુરને વજ્જર કેરે વિંઝાટ.
કોદરે ભવમાં ભાળ્યો નહિ એવો ઠંડીએ વાળિયો દાટ,
ખેતરે ખેતરે ખેડુને ઝૂંપડે મંડાયા મૃત્યુઘાટ.

ધીરે, ધ્રૂજતે કાળજે કોદરે દોડાવ્યો દૃષ્ટિનો દોર,
વસ્ત્રહીણી દીઠી વસુંધરાં, સાડી બાળી ગયો કોઈ ચોર!
આંખડી મીંચાઈ, એબ ન જોવાઈ, 'કોણે કર્યું આવું પાપ?'
વિશ્વની વેદિને ધિકાવતા આદિ સંતના ઊતર્યા શાપ.

કપાસ કાષ્ઠની ચિતા રચી રૂડી, હૈયાંનો રાખીને તોલ
કૂદિયો કોદર, ગામને ચોરે ગાજતો વેરાનો ઢાલ.
ખેતરે કૂતરે કૂપ કબૂતરે સુણિયા છેવટ બોલ:

"ઘરવાળી અને છોકરાં કેરી શેઠ અને સરકાર!
આટલી સાલનાં અન્ન તણી લેજો દેવ બની દરકાર.
આવતી સાલથી મારા ખેતરમાં લચકે લૂમશે મોલ
કાયાની ખાકનું ખાતર પૂરીને કોદર આપે છે કોલ.
મુક્ત થવા કેરા મોહ નહિ મને, પ્રેત થશે રખવાળ
બાદલ બનીને સાત શિયાળાની ટેકથી રોકવા ટાઢ."

# માંકણ પ્રતિ મજૂર

ચટકો દઈ ચમકે છે શાને માંકણ! મનહર ચતુર સુજાણ!
આવ, આપણી જીવનસંધિ કેરૂં ગાઇએ રૂડું ગાન.

ડરી ફરે તું મારાથી? રે જરી ન રાખીશ એવો વ્હેમ,
પોઢી રહે પાસામાં છાનો તું છે નિત્યે કુશળ ક્ષેમ.
આ તારી કોમળ કાયામાં કેવું ચમકે મારૂં નૂર!
ને મારી, રગરગમાં વ્હેતું તારા અધરામૃતનું પૂર!

રુધિરરસિયા! અણુઅણુ વસિયા! ચુંબન ચટકે થૈ ચકચૂર
ધીરો થઈ કોતરજે કાયા, પ્રભાત મારૂં પુષ્કળ દૂર.
અરે, આમ શું નાસે છે તું? શી છે તારા દુઃખની પેર?
આ ઘરથી ઝાઝેરો વૈભવ ક્યાં પામે તું બીજે ઠેર?

કચરોપૂંજો મેલી ઘાગડી ને મોરીની મીઠી મ્હેક,
સૂરજનાં કિરણો શું મારે ઇકોતેર પેઢીનું વેર.
તારા સાચા સર્વ મિત્રની મહા મંડળી અહીં જામી,
છાતીએ બેસીને પીજે શોણિતશરગતની પ્યાલી.

દૂધવાળીના તીણા ટહૌકા ને ટાવર કેરા ટણકાર,
મંદિરના મંગળ ગીતસૂરો ને એલારમના રણકાર
વ્યર્થ જતા, નવ નિંદર ઊડે, વાધે ભેજામાં ભણકાર,
પાંપણ પર પથ્થર થૈ પોઢી દયા ન એને મારી લગાર.
જાતાં મિલે થયું મોડું તો કલ્પી લે ને તુજ મુજ હાલ!

તારૂં ચારૂ ચુંબન દેતું ડાકણુ નિંદરડીને લાત,
તારા લીધે મારી રોજી, મારૂં લાલ ગુલાબ રૂધિર
પીને તારે રહેવું નિત્યે નિયમિત હો નાનેરા વીર!

પ્હેલી રાતે ઊંઘી થોડું ઊઠજે પાછો વ્હેલો ખાસ,
ઘેલો થૈ ઘૂમજે કાયાના છિદ્રેછિદ્રે શાણા ભ્રાત!
લેંકારે ભૂતડીઓ દે જ્યાં છો વાગ્યાનો ભીષણ સાદ,
રખે ભૂલતો ન્હોતરવાની મિજબાનીમાં સારી ન્યાત

# એકારો

અમે તો એકારો,
અમારા ભેંકારો ભુવનભર ગાજે નિરવધિ,
રુદન કરવા અશ્રુ ય નથી.

અમે તો એકારો,
અમારે ના આરો ઉદર ભરવાનો જગતલે,
જીવન વહવું કેવળ જલે.

લૂખીસૂકી રોટી,
શરીરે લંગોટી, વિણુ શિશુ અમારાં ટળવળે,
અબ નયન અંગાર સવળે.

અમારે તે કેવાં, ઊંચા આદર્શોનાં,
પરમ વિમળાં સ્વપ્ન જીવને!
શયન અવકાશે નવ મળે!

દુઃખોના મારેલા, અમે કંટાળેલા,
કદી સિતમ-ભઠ્ઠી મહીં તપી
અસુર બનશું માનવ મટી.

ગુનો કહેશો કોનો,
ધરાનાં સંતાનો?
સૃજેલું સૃષ્ટાએ સુખશ્રીફળ સૌને ય સરખું;
તમારે સંધુ, તો અમ મુખ પડે શેષ નવ શું?

# નિર્દેશ

હવે જાણી લેજે,
બધું માણી લેજે,
લખપતિ! લગામો ગઈ છૂટી,
મજૂરદળના માનસ તણી.

પલંગે પુષ્પોમાં,
મધુરી ખુશ્બોમાં
મદન–મદિરા–મસ્ત મનવા!
નીરખ ઝીણી દૃષ્ટે જરી હવાં.

અકારી બેકારી,
ગુલામીની કાળી
તુરંગોને ફાડી,
ઝૂલે ઝંડાધારી,
દિશદિશ મહીં દૈવતભર્યાં
શ્રમજીવી તણાં સૈન્ય વિફર્યાં.

રિબાયાં રેંસાયાં,
સગાં માડીજાયાં,
શતશત સલામો ભરી તને,
અવશ હૃદયે આજ ઊછળે!

મિલોના મીનારા
ઝરૂખા ને માળા,

અડ્યા આભે તારા
ધીકી થૈ અંગારા,
હચમચી પડે, ચોદિશ ધસે
દળ અદમ, ત્રાડે કપિ શકે !

ભરેલા ભંડારો
તણાં તોડી દ્વારો,
મનુષ્યોનો મેળો
ઉછાળે શું છોળો !
યુગયુગખળ્યા ઓઘ ઊછળે,
ગગન પડછંદે ઘમઘમે !

મૂડીની માયાવી
રચી લંકા બાળી,
સુધા શાંતિ છાયા
સીતાને છોડાવા
સભર દરિયે સેતુ રચતા,
શ્રમજીવી પૂરે પ્રાણપથરા.

## ભગલો

'આવો, બેસો, બિરાજો ખુરસી ઉપર, શ્રીમાન ઓ શેઠજી! ને
પેલું પાસે પડેલું ઘડીભર વિરમી ફાંકડું છાપું વાંચો;
ફોટા મોટા ઘરોની વિવિધ અભિનયે વસ્ત્ર આછે ઉઘાડે
છાપેલા સુંદરીના, ફિગર ક્રકની ધારણા છે સચોટ
જાણીતા જોશીઓની, નસીબ ચમકશે સોગઠી એક નાખો.
ચાલો વાંચો બહુ ના ગીરદી થઈ પછી તાલ જાશે તમારો,
સૌને સંતોષવાનો સમયસર કરી કામધંધો અમારો.
ઊંચાનીચા થશો ના, નજર પર ધરો આયનો ને દીવાલ.
બોલો, કેવા બનાવું ચઢઊતર તણા કે ઝીણા ટોપીબાલ?
જો જો સાહેબ મારા! મનુજમુખકલાકાર કેવો ચુનંદો
હું છું! આજે નિહાળો, કદર કંઈ કરી નામ છાપે ચડાવો,
ને અજ્ઞાની જનોને અવિરત કલમે સાદ મારો સુણાવો
કે સંસારે સુક્ષેત્રે વિરલ ગુણકલા કૈંક વાળંદ–દાવો.'
આવું બોલી ભગો ત્યાં ત્વરિત વીજળીની ચેતવે ચાર બત્તી,
પંખાને પાંખ આપે–અભિનવ યુગના, ચાવતો પાનપટ્ટી
છોડે સાખી કવાલી મદનવશ સદેવંત ને સાવળીંગા–
કેરી, સૂરે બુલંદે, ઊરમિભર દગે સ્થંભતો એ નિહાળે
ટાંગેલી ત્યાં દીવાલે મદભરનયના નર્તિકા મેનકાને.
અસ્ત્રા ને કાંસકા, પાઉડર બ્રશ, શીશી તેલની ત્યાં અનેક
મોટા મેજે પડેલી ઘડીઘડી બદલી દાખવે શો વિવેક!
બેઠા એ ભાઈ કેરી ફરજવશ બની આમળી કાનપટ્ટી
ઉલ્લાસે આત્મભાને ચપચપ ભગલો બૂઝવે ચાર બત્તી

# પસવો પાનવાળો

મારા ચકલાનો રંગીલો રાજા રે પસવો પાનવાળો,
મૂવો બોલવે મેલે છે માઝા રે પસવો પાનવાળો;
મણી માલણનાં ફૂલડાં લેતો રે પસવો પાનવાળો,
આંખ મીંચીને કાંઈ કાંઈ કહેતો રે પસવો પાનવાળો.

એના હાથમાં શોભતો સૂડો રે પસવો પાનવાળો,
કરે સોપારીનો મોટો ચૂરો રે પસવો પાનવાળો;
એ તો જેમતેમ આમતેમ થૂંકે રે પસવો પાનવાળો,
લાલ સૂકાની બીડીઓ ફૂંકે રે પસવો પાનવાળો.

એ તો સરકારી ભૂતડાંનો ભૂવો રે પસવો પાનવાળો,
એની સાથે લડે તે મૂવો રે પસવો પાનવાળો;
થાય જેને તેને ઝગડે ડાહ્યો રે પસવો પાનવાળો,
જીતે, જેણે વિલાયતી પાયો રે પસવો પાનવાળો.

એ તો ગાંડાંઘેલાંને રિઝાવે રે પસવો પાનવાળો,
પછી ફીચરના આંકડા કાઢે રે પસવો પાનવાળો;
એ તો છાપું ખરીદતો વ્હેલો રે પસવો પાનવાળો,
થાય નંબરિયું લાગતાં ઘેલો રે પસવો પાનવાળો.

કડક મીઠીનાં કોડિયાં ઢીચે રે પસવો પાનવાળો,
એ તો ફાફડા ને ચટણી ટીચે રે પસવો પાનવાળો;
એની વાણી તો વેદની ઋચા રે પસવો પાનવાળો,
હોઠ, કોહ્યેલા કપડાંના ડૂચા રે પસવો પાનવાળો.

એ તો ખાળોભોળો બ્રહ્મચારી રે પસવો પાનવાળો,
ઘણી ગોપીની બીચ ગિરધારી રે પસવો પાનવાળો;
પેલા ઘરધણીઓથી હારી રે પસવો પાનવાળો,
એને લાવવી પડશે લાડી રે પસવો પાનવાળો.

એની દંતકળીઓ શું વખાણું રે પસવો પાનવાળો,
સડી સોપારીના કટકાનું થાણું રે પસવો પાનવાળો;
એનું ભેજું ભવિષ્યમાં ઘૂમે રે પસવો પાનવાળો,
એ તો છાપેલી સુંદરી ચૂમે રે પસવો પાનવાળો.

મારા ચકલાનું પ્રખ્યાત પ્રાણી રે પસવો પાનવાળો,
મારી વર્ણને થાકી છે વાણી રે પસવો પાનવાળો;
એને કવિઓ શું ગાયે બિચારા રે પસવો પાનવાળો,
એના રંગઢંગજંગ નિત્ય ન્યારા રે પસવો પાનવાળો.

# વિધવા પંખિણી

'પેલી પારે પુરાણા યુગયુગ ઊતર્યાં અંચળાઓ ઉશેટી
ગોઝારી સંસ્કૃતિના, અભિનવયુગ સંસ્કાર-પિચ્છે મઢેલી
સોનાપાંખો પ્રસારી, મનુજવિહગનાં યૂથ આકાશવાટે
ઊડી, ઉલ્લાસગાને ઉર ભરી ઊતરે વિશ્વગંગોત્રીઘાટે
ભેટે વિશ્વાંતરોનાં વિહગયુગલ જ્યાં નિત્ય નાવીન્ય નીરે
ન્હાતાં, સ્વચ્છંદ ગાતાં, કણકણ ચણતાં ચંચુમાં ચંચુ બોળી
ઊડે સૌ એ અનંતે ચરણચરણની કોટિ ગૂંથી કતારે
પોઢે પાછાં પ્રમોદે પરસપર ચૂમી સૌમ્ય બંધુત્વમાળે

ને આ પારે ઊડું હું નહિ જહીં ગગને અભ્રની એક છાય
શી નીચેની વરાળો! પ્રિયતમ સહચારો સીઝે જિંદગીના
વીંઝાતી ગોફણોના ચહુ દિશ સુસવાટા જતા સ્પર્શી, ને કર
પાંખોમાં વેગ આજે, ઉર મહીં ઝૂરતાં ઊડ્ડણોના અનંતી

આવો ઊંચા વિહારે ગગન ચગવતાં પંખીડાં પાંખ સ્હાએ
આવો હે આત્મવાસી! મનભર ઘુમરાવો અને સંગ ગાઓ

## એક પરિણીતાનો પ્રલાપ

બ્હેની, નથી પૂછ્યાનો પાર પામવાનાં,
ભલે કરશો હજાર લાખ વાનાં,
સહિયર! શીદ છેડો મને?
બ્હેની, અમે કહીને તે કેટલું કહીએ?
અને કહીને તે ક્યાં જઈ રહીએ?
મેલોની મારો કેડો હવે!
બ્હેની, અમે સાગરનાં સેલનાર ફાળે,
પડ્યાં ઊંડા કૂવાને પતાળે,
સહિયર શીદ છેડો મને?
બ્હેની, અમે રંગે રૂપાળાં રંભોરુ,
વળી કુહેવાઈએ મોટાંનાં છોરૂ,
મેલોની મારો કેડો હવે!
બ્હેની, મને ફૂલની કબરમાં દાટી,
મારાં મોતીની થઈ ગઈ માટી,
સહિયર! શીદ છેડો મને?
બ્હેની, મને ધનને ઉકરડે ઉશેટી,
મારી કલ્પનાની કુંજ રહી છેટી,
મેલોની મારો કેડો હવે!
બ્હેની, મારે હૈયે હજારો હેલારા,
જીભે લાગ્યાં ખંભાતી તાળાં,
સહિયર! શીદ છેડો મને?

બ્હેની, નથી આયુની દોરી થતી ટૂંકી,
ભર્યે ભાદરવે ગૌઆં વસૂકી,
મેલોની મારો કેડો હવે!
બ્હેની, અમે ભાભી લાવીને ભાભી બનિયાં,
નથી એકેનાં કાળજાં ઠરિયાં,
સહિયર! શીદ છેડો મને?
બ્હેની, તમે પૂજેલા પાંચે આંગળીએ,
અમે વિછોડ્યાં કોને બેલડીએ?
મેલોની મારો કેડો હવે!
બ્હેની, અમે મોહ્યાં'તાં કોક રાજચંપે,
એને મેલ્યો આયુને અજંપે,
સહિયર! શીદ છેડો મને?
બ્હેની, અમે ઉરછેદી ઊછરેલી આશા,
ખાલી ઉરનાં કમાડ ભીડી વાસ્યાં.
મેલોની મારો કેડો હવે!
બ્હેની, અમે તારલિયે તારલિયે જોતાં,
કોરી આંખડીએ આભલાં ધોતાં,
સહિયર, શીદ છેડો મને?
બ્હેની, અમે ભાર્યા ગુલાબે અંગારા,
મેલી પથ્થર રૂંધી છ પ્રાણધારા,
મેલોની મારો કેડો હવે!

## મંગલોર્મિ

મ્હેકંતા સહકાર છોડ સરખા સૌજન્યશાળી સખે !
તારા મંગલભાગ્યલેખ વરદા આજે વિધાત્રી લખે;
વાજે દુંદુભિ દેવનાં શિવઋચા ઉચ્ચારતા કિન્નરો,
ઉતારે નભ આરતી ઉર ધરી કોટિક જ્યોતિર્ગણો. ૧

જૂનો જે જગ જેટલો પણ નવો નિત્યે નવી ઊર્મિ શો,
ધોળેલાં ઘટમાળમાં ભવ તણી વિશ્રામતાં જ્યાં વિષો;
એ દાંપત્ય તણે પ્રદેશ પગલી પ્રારંભતા હે હરિ !
ઢાળો ચન્દન ગંધવાહી સમીરો પંથે તને ચામરી. ૨

આવી આવી વસંત જો પ્રિય સખે ! આયુષ્યને આંગણે
ચારૂ ચન્દનવેલ જાય ચઢવા, અદ્વૈતની એ ઘટા,
રાજો એવી રસાળ ગાઢ ગરવી ધારી સુહાગી છટા
કે જ્યાં જીવન ગ્રીષ્મ આતપ તપ્યાં સંસારી આવી ઢળે. ૩

આભાથી જયમ આભ, સિંધુ ગરવી માઝાથી ને મારુતો
ગંભીરા ગતિથી, દશોદિશ થકી ભૂમંડળો ને ઘનો
ચાપલ્યે ચપલા તણા વિલસતાં, તારૂં વીરા ! તે વિધે
હૈયું હો હરિના પ્રસાદ સરખું ચારૂસ્મિતા ચન્દને.

# ગુર્જર રમણી

પંખીની સાથ હું ઊઠું પરોઢે ઊજળાં ભાવિ જોતી રે,
નિર્મળ જલથી ચોક સમારી ગવરી ગાયને દ્હોતી રે
—હું ગુર્જર રમણી.

મધુર હલકથી ધોતીધોતી ઓસરતું અંધારૂં રે,
સ્નેહલ સ્પર્શે, અભિનવ હર્ષે, સૂતો શ્યામ જગાડું રે
—હું ગુર્જર રમણી.

ઘમર વલોણું મારૂં ઘમઘમ ગરજે, મુખડે લટ વિખરાતી રે,
સાથ સુહત મુજ રસિક હૃદયમણિ સ્નેહથી છલકે છાતી રે
—હું ગુર્જર રમણી.

નરસિંહ મીરાં પ્રેમ દયો વળી ન્હાનલની રસગીતા રે,
ગાઈ ગજાવું મારા રામની મઢૂલી મઘમઘતી હું સીતા રે
—હું ગુર્જર રમણી.

સરલ સુઘડ શણગાર સજી હું પાણીઘાટે પળતી રે,
ઇંદ્રધનુ સમી કમર લળત તહીં ઓઢણી દિશદિશ ભરતી રે
—હું ગુર્જર રમણી.

સહિયર સાથે ઊભી જલઘાટે પૂજું બાલ સવિતા રે,
સંસ્કૃતિદર્પણ મુખડે મહેકે વિશ્વ અનન્ય કવિતા રે
—હું ગુર્જર રમણી.

અમારે આંગણુ અબધૂત અતિથિ આવે જઉં ઓવારી રે,
ફૂલવીઝૂલવી મન મૂંઝવત પ્રશ્નો પૂછું પાલવડો ઢાળી રે
—હું ગુર્જર રમણી.

માઝમ રાતે રમતી રાસે અનુપમ ઉર ઉલ્લાસે રે,
વ્યોમ વરણુના વસનમહીં જગઝળકાવણુ વીજ હાસે રે
—હું ગુર્જર રમણી.

આભ આભ એકલડી ઊડતી સૂણુજે જગની બ્હેનાં રે,
પિંજરપૂરી કેવળ મધુરી હું ય નથી હવે મેનાં રે
—હું ગુર્જર રમણી.

જીવનના પટ લાંબાપહોળા ન્યાળું નવલી જ્યોતે રે,
સહચર સાથે શ્વાસેશ્વાસે દોડું હું યુગની દોટે રે
—હું ગુર્જર રમણી.

## વર્ષાને વધામણે

આજે આષાઢને વધામણે રે લોલ,
વાગે છે મેઘનાં મૃદંગ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ઈશાની અપ્સરાએ આદર્યા રે લોલ,
અંગ તણા રંગભર્યા ભંગ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ચણિયો ઝુલાવી ચાર દિશનો રે લોલ,
ડોલે છે વાયુ મંદમંદ રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

વ્હાલભરી વાદળીના વૃંદમાં રે લોલ,
ચમકે છે કોકવાર ચંદ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ઘેરૂં ગવાય ગાણું ગેબમાં રે લોલ,
દિશાઓ દઈ રહી છે તાલ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

પીવા તિમિરતણાં તેજને રે લોલ,
થંભ્યો લાગે છે ઘડી કાલ, રાજ !
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

ઝીલવા મેહુલિયાનાં મીઠડાં રે લોલ,
ધરણી ઊભી છે ધરી ભાલ, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

આગિયાના ઝબકારે જાગતા રે લોલ,
સૂતેલાં શમણાંના ફાલ, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

શેરીના સંત સમા પીપળા રે લોલ,
મરમરમાં બનિયા મસ્તાન, રાજ!
આવો તો બેસીએ અગાસીએ રે લોલ.

તમને શી રીસ મારા રાજવી રે લોલ,
ઓછાં માગોની જરી માન, રાજ!
આવો ને બેસીએ અગાસીએ રે લોલ.

## વંનમાળી

મારે મ્હોલે મલકતો આવે છે,
સાથ છલકાતી છાબડી લાવે છે,
વંનવંનનાં વીણી ફૂલ, વંનમાળી!

છૂટે હાથે તે સૌરભ વેરે છે,
અંતરની આશ ઉછેરે છે,
એનાં શાં શાં આપું મૂલ? વંનમાળી!

તું ઝાંઝરીના જલનો રસિયો,
એ નૂપુરનાદ ઉરે વસિયો,
હું તો બળતી છું રણવાટ, વંનમાળી!

એ રણવાટે વળી રંગ કશા?
જ્યાં ચંદ્રકિરણની ય ઉષ્ણ દશા!
જાય ક્યમ તારી માઝમ રાત? વંનમાળી!

એ ઝાંઝરીની જલવાંસળીએ,
હરિયાળી હિલોળંતા સમીરે,
ગાજે તું તારે ગમંતાં ગીત, વંનમાળી!

પણ અણગમતી શું અણગમતું,
ગીત ગાઈ જજે કદી પ્રીતમ તું,
મારે એટલી યે ઘણી પ્રીત, વંનમાળી!

## તું મારો સૂર

તું મારો સૂર પ્રભુ તું મારો સૂર,
હું તારી બંસરી ને તું મારો સૂર—ધ્રુવ.

ખૂંદું છું નાથ! તારા ખોળામાં ખેલવા
ચૌટાં ચોરાશીનાં થૈ ચકચૂર;
હું તારી બંસરી ને તું મારો સૂર.

કોઈ હસે, કોઈ ખસે, કોઇ રડે, કોઇ બળે,
કોઈ કહે દેવ હજી દૂર દૂર દૂર!
હું તારી બંસરી ને તું મારો સૂર.

વગડાના વાંસતણો કટકો બનીને ક્હાન!
આવ્યો છું, હૈયે ન હાવાં સબૂર;
હું તારી બંસરી ને તું મારો સૂર.

અધરે રમાડ, નાથ! વ્હેવા દે વીંધભરી
જન્મજન્મ ઝંખેલાં અધરામૃતપૂર;
હું તારી બંસરી ને તું મારો સૂર.

પાપીને મારવા ને પોતાનાં તારવા
પ્રગટેલા પ્રિય! કાં ન પ્રીછો આતુર?
હું તારી બંસરી ને તું મારો સૂર.

મનની મથુરાંમાં ગાજે છે કંસ કોક,
નહિ તો હો નાથ! તમે ક્યાંથી હો ક્રૂર?
હું તારી બંસરી ને તું મારો સૂર.

# મોરલીએ મંન મોહ્યાં રે!

હે મંન મોહ્યાં, મંન મોહ્યાં,
 મોરલીએ મંન મોહ્યાં રે!
હે મીઠા સાગરમાં ખારઝરણુ ધોયાં,
 મોરલીએ મંન મોહ્યાં રે! ધ્રુવ૦

આયખાની આઠમનાં આજ મારે પારણાં!
વારણાં શું લેઉં વ્હાલા! કોણ ખોલે બારણાં?
હે બધાં સ્વાગતનાં સોણલાં ખોયાં!
 મોરલીએ મંન મોહ્યાં રે!–હે મંન૦

અણમીટ આંખડીને અલબેલું મીંચતાં,
બળતે કપોલ લોલ રંગમધુ સીંચતાં,
હે કાળે ઉનાળે ઇંદ્રધનુ જોયાં!
 મોરલીએ મંન મોહ્યાં રે!–હે મંન૦

આવ્યો તું તોય નથી આંખે અંકાઈ જતો,
સાંભળું સુહાગી! તને સૂરમાં સમાઈ જતો!
હે તોય સન્મુખે સચરાચર સોહ્યાં!
 મોરલીએ મંન મોહ્યાં રે!–હે મંન૦

સંભારી આજ મોરી અર્થભરી અર્ચના,
સંભારી આજ હે વિરાટ! તોરી વંચના,

હે રંક હૈયાનાં રોમરોમ રોયાં!
મોરલીએ મંન મોહ્યાં રે!–હે મંન૦

હે ઉર ખારૂં હસીને મીઠું રોયાં!
મોરલીએ મંન મોહ્યાં રે!
હે મીઠા સાગરમાં ખારઝરણુ ધોયાં!
મોરલીએ મંન મોહ્યાં રે!–હે મંન૦

## હરિ! આવો તો–

હરિ! આવો તો ભલે આવો,
એથી શો અદકો લ્હાવો?
પણ આવીને અડધે પગલે પ્રભુ! શીદને પાછા જાઓ?

હરિ! શાને છેક હતાશી?
બધી દુનિયા લાગે વાસી?
કે અવિનાશી સરખા અવિનાશી વર્ષોવર્ષ વિનાશી!

હરિ! એવું તે શું આવો?
ને એવું તે શું જાવો?
કે પૂંઠ વળે ને ઊબળે અધૂરા એના એ જગઘાવો!

એનાં એ ગોરસ ખાઓ,
એની એ ગોપી નચાવો,
એ યુગભર ઊકળ્યા દૂધમાં, માવા, હવે રહ્યો ક્યાં માવો?

ચાહે તે દિશે આવો,
ચાહે તે મિષે આવો,
પણ નવલ વેષમાં નવલ બંસી લૈ નવલે સૂર નવરાવો.

આવો ને ઝાઝું જીવો,
તમે બલવંતા શીદ બીવો?
નહિ ઘન અંધારે તો ક્યાં હરિ! દીપવાનો પછી દીવો?

તમે અમને ગમતા આવો,
ને સૌને ગમતા થાઓ, ૨
આ હાલેલી માનવતાને હરિ! હાલરડું એક ગાઓ.

એ નીંદરમાં ઘડી ડોલે,
ને ચાવેલું વાગોળે,
એવું હે અવતારી! ગાન લઈ ઊતરો આજ ભૂગોળે.

# અંધ બનેલા પંડિતને

દઈ નયનહીનને નયન દિવ્ય, દેવાંશી તું
બન્યો નયનહીન જ્યોત જગવી જગે જાગતી.
ઊગ્યો અરુણુ શો બીડેલ યુગપદ્મ ઉઘાડતો,
તપ્યો સૂરજ જેમ છાવરી સમસ્ત વિદ્વદ્પ્રભા

પરંતુ બહુમૂલ્ય યૌવનરુધિરરંગે રચ્યાં
કયહીં અણ નિહાળવાં વિરલ ચિત્ર સંધ્યા તણાં?
બધો જનસમૂહ અંગુલિથી દોરનારા તને
રહ્યાં તિમિર ખૂંદવાં અવર અંગુલીથી હવે!

ભલે તિમિર હો! ભલે અવરનું જ આલંબન.
પરાજય નથી જ પંડિત! પરંતુ તારા સમા
બહુશ્રુત સમર્થને સુભગ છે સમુત્ક્રાંતિ આ.

વિશાલ રણુ બુદ્ધિ–તર્ક–અતિજ્ઞાન–ગોટે ભર્યાં
નિરંતર ભમંત પન્થ! અપનાવ અણ આત્મનો
અસીમ અતલાબ્ધિ શાશ્વત શિવામ્બુએ ડોલતો.

# પતંગ

સુખાળાં સ્વચ્છંદી ગગનઘૂમતાં વ્યોમચર વા
દુ:ખો આક્રંદોની અવનિ ઉર ધીકી અણુશમી–
ચિતા–સ્ફુલ્લિંગો શી અગણિત પતંગો નભપથે
ઊડે, ને આનંત્યે અધવચ કરી મસ્ત રમણા
સરે પૃથ્વીપાટે; દડબડ મૂકે દોટ લહવા
યુવાનો બાળોના શતશત સમૂહો ધસમસ્યા.
'અરે આવી! એ ગૈ!' કહી ઊંચી અગાસી–છતચૂકી
ધરાના પેટાળે સરત શિશુ કૈં સંભ્રમભર્યાં.

અહીં સંસારી કૈં મૃગજળવિમોહ્યા પથિક શા
કરી ઇષ્ટાનિષ્ટો પરિમિત સ્વયં શક્તિ વીસરી,
પતંગો આશાના નભકુસુમ શા સદ્ય ગ્રહવા
થતા ઊંચા જ્યાં, ત્યાં ક્ષિતિજસરક્યા તારક સમા
મહા ભવ્યાદર્શો તણી શિખરમાળા થકી સરે
અનિષ્ટોના ઊંડા અતલજલ પાતાળતળિયે.

# ભમરી

પ્રકાશે દીવાના ભમતી ભમરી આ પજવતી,
ઉરાડી ઝાપોટે ઝળકી જરી મેં ડંખડરથી;
જવું તેણે ચાહ્યું નવ પ્રણયી-સાન્નિધ્ય વીસરી,
ભરાએલી રીસે અસહ ચટકો એક દઈ ગૈ.

અચિંત્યો ઊઠ્યો હું રગરગ બઢ્યો ક્રોધ અદકો,
સીસાપેને દાબી શબવત કરી એક પલમાં.
પીતો હાવાં હું કો કવિવર તણી વ્યોમરમણા
નિહાળું એને ત્યાં મમ કુસુમહૈયું દ્રવી જતું:

'અરે મેં શેં મારી?' પણ પળ મહીં એ પરિણમી
અનેરા ઉલ્લાસે, પરિશીલન નિષ્કંટક થયું
ગણી; કાલિદાસે સભર ભરિયો મેઘદૂતનો
મધુરાં મોજાંનો પુલકિત બની સિંધુ તરતું.

ન કો ઇષ્ટાનિષ્ટે જરીય અણજાણ્યું જન જગે
છતાં સાધ્યા સ્વાર્થે સહુ ય મલકી વિશ્વ વીસરે!

## દૃષ્ટિભેદ

સુખી ને સંયોગી સકલ જન સ્વપ્નપટ પરે
ઝીલે ઝંખે જ્યોત્સ્ના અજબ ઉર આહ્લાદક ગણી,
ગણે તે ગોઝારી વિરહી વિકલો, તસ્કર-કુલો!
ઉષાની આનંદી પગલી પડતાં ચેતન સ્ફુરે
ઉરે ઉદ્યોગીને, પણ યુગલનાં અંતર રડે!
ઉનાળે આકાશે ખગ તરફડે, કાનનકલા
વિલાતી, ને વિશ્વે અનલ ઊડતા તે જ સમયે
અહો! આંબો ડાલે અણુગણુ ખચ્યો અમૃતફળે!

તહીંની છાયાઓ ઝગમગ પ્રકાશો અહીં અને
અહીંના સંહારો સુભગ તહીંનાં સર્જન બને!
સમગ્રે વ્યોમે તો અચળ તપતો એક જ રવિ,
છતાં તેજચ્છાયા વિવિધ ધરતી ગોળ પૃથિવી.

સુખો દુઃખો સર્જ્યાં રુચિ સ્થિતિ વિભિન્ને જ, નહિ તો
સદા વ્હેતી વિશ્વે જનવલણુથી મુક્ત નિયતિ.

# કર્મનિર્ઝરી

નિનાદે નર્તતી પ્રિયમિલનનાં સ્વપ્ન રચતી
અનેરા ઉન્માદે સરિત ધસતી સિંધુની પ્રતિ,
ભળી ભેટી, લેટી જતી નીરસ થૈ, મારગ કહીં?
સુધા વર્ષી વિશ્વે મધુર બીજબાલા વિકસતી,
પરંતુ પૂર્ણિમા બની તિમિરમાં નિત્ય ગળતી!
જીવાત્માની નૌકા વિવિધ ભવસિંધુ પર ઝૂલી,
બધે જન્મે ઝંખ્યા વિરતિ-સ્થિતિના બંદર મહીં
પ્રવેશીને શૂન્યે–તમસતળિયે–લુપ્ત બનતી!

કુંવારી કન્યા શી તરલ ગતિએ કર્મઝરણી
ભળે જ્યાં સિદ્ધિએ, વિવશ બનતી ઉત્કટ ગતિ,
નથી સિદ્ધિ પામ્યે પરમ રતિ, એ તો વિલસતી
અધીરા યત્નોએ, સતત ગતિએ, નિત્ય ભ્રમણે.

લહો મારાં કર્મો ગતિવિહીન સિદ્ધિ નવ કદી
વહો આગે આગે અધિક લસતા લક્ષ્યની પ્રતિ.

## છેલ્લા શ્વાસે

જગે ઉત્ક્રાંતિની જટિલ ઘટનાને નવ કળી
તને સર્જ્યો ? વા તેં જગ સરજિયું ? શાશ્વત હશે
વિભો તું વા વિશ્વક્રમ ? નવ જડે, અંતર રડે
યુગોની આસ્થાનાં ક્રમણ નીરખી, ચિંતન તણા
કરૂ ગાઢા ધૂપો, અધિક ઘમસાણો મચી રહે !
અરે, આ આત્માની તરી તરફડે તર્કદરિયે !

કદી તારા તાને સચરઅચરે સંગીત હશે,
ન માનું હું તેથી જીવન મુજ તું વ્યર્થ ગણશે ?
પિતા ! હું તો તારા ચિરસ્વરૂપને પૂર્ણ લહવા
ત્રિકાળોની પાળો ટપી ટળવળું, રંક દિલનાં
નથી શું એ તારાં યજન ઊજળાં ભક્તિભરિયાં ?

કદી છેલ્લા શ્વાસે પૂરણ–પ્રતીતે દર્શન થશે,
વિભો ! આ વજ્રેથી ઝરણ મધુરૂં એવું ઝમશે
જુગોના જામેલા જીવનનિધિના ક્ષાર ટળશે.

# મેઘ

હેલારા સાગરોના, છલી જતી સરિતો, ધેનુધોયાં તળાવ,
શૃંગે છાનું શ્વસીને લળી જતી નીલિમા, કાનનોના ભરાવ,
ઉદ્યાનશ્રી અજંપા અનિલઉર જગાડંત જે કુંડકયારે,
સીઝે, શોષાય સર્વે પ્રખર વરસતી ભાનુની રક્ત જ્વાલે!

સૂણી સૂકી ધરાનાં શ્વસન છળી જતી ખેડુની સિસકારી!
ત્રાસે નાસે કુરંગો વનવન ભમતા લુબ્ધકો શસ્ત્રધારી,
ભક્ષે છે રક્ષનારા અમલ નૃપતિના લોકને દેઈ દંડ,
પોકારે પાણી પાણી નભનૃપજુલમે પૃથ્વીના ખંડખંડ.

અબ્જોના આર્તનાદે દીનદુઃખ હરવા શીઘ્ર આવી સવારી,
અભ્રોના અશ્વ જોડી ગગનગજવતી વિદ્યુતે વ્યોમ ફાડી;
સૂર્યે શસ્ત્રો નમાવ્યાં, મનુમન મલક્યાં, શાંત થૈ સર્વ સૃષ્ટિ,
છંદે શબ્દે રસાળા કવિવર વરસે કાવ્યની દિવ્ય વૃષ્ટિ.

દેવોએ શ્રેષ્ઠ દાતા! ઉદરદવઅરિ! વિષ્ણુવર્ણી વિભૂતિ!
લાડીલો લોકલોકે જગતજનક તું વિશ્વનો ચક્રવર્તી.

## વાંસળી

વનરાવનમાં વાગે રે તારી વાંસળી!
સચરે અચરે વિચરે એના સૂર,
વાગે રે તારી વાંસળી!

જાગે જડ ને ચેતન મીઠું નીંદરે!
નીંદરતાં યે ન્યાળે હોણલ દૂર,
વાગે રે તારી વાંસળી!

સૂરેસૂરે સૂરજમાલા ઘૂમતી
લેતી બ્રહ્માંડે નવલા ઉન્મેષ!
વાગે રે તારી વાંસળી!

ભરિયાં ડોલે છે શૂન્ય અનંતનાં,
સ્થૈર્ય ધારે છે શેષ વિશેષ!
વાગે રે તારી વાંસળી!

અરધે શ્વાસે, હાસે નમણે, હેરતી
નભની નવલખ તારલીઓની મીટ;
વાગે રે તારી વાંસળી!

જાણે ચાલે મહાકાલ ચિંતતા
પૂંઠે-પાડી પગલીઓની પ્રીત!
વાગે રે તારી વાંસળી!

પુલકી પુલકી પ્રકૃતિ પમરે પાંગરે,
કોળે કોડે વંઝાઓની કૂખ!
વાગે રે તારી વાંસળી!

યોગી શોધે, બોધે બુદ્ધ, સિદ્ધને–
–સાગરહૈયે સમાતાં ન સુખ!
વાગે રે તારી વાંસળી!

ભમતી આદિની આર્ત વસુંધરા
એના પૂરા ન થાયે પ્રવાસ,
વાગે રે તારી વાંસળી!

ભુવનભુવનો ભરીને સૂર સંચરે,
ક્યા વડલે, વ્હાલા! તારા વાસ?
વાગે રે તારી વાંસળી!

# આશાની વેલ

ચડતી પડતી ચડે આશાની વેલ!
આશાની વેલ, ઊગતાં ઊગી ગયેલ!
ચડતી પડતી ચડે આશાની વેલ!

સૂર્યે સેવેલ નથી, ચંદ્રે સીંચેલ ના,
અંધારે કોઈ ઉડુકિરણે કિરેલ!
ચડતી પડતી ચડે આશાની વેલ!

એને અમરાઈ કેવી! કુંજ ક્યાંથી કોકિલા?
બાવળિયા જ્યાંથી ન બળતાં બચેલ!
ચડતી પડતી ચડે આશાની વેલ!

પ્રાણના પાતાળમાંથી પીએ છે પાણીડાં,
રણના પગથાર છાઈ ફૂલડે ઢળેલ;
ચડતી પડતી ચડે આશાની વેલ!

કોણ જાણે કાળતણી અંગુલીને સ્પર્શે એના.
કેવા હશે રે ગંધ કેવાં ફુલેલ?
ચડતી પડતી ચડે આશાની વેલ!

## કાંકરિયાની શરત્પૂર્ણિમા

માથે મેલી શરદશશીની ગોરસી ઘેલીઘેલી
રેલાવંતી સભર ભુવને મસ્ત આનંદહેલી,
તારાટીકીજડિત ધરીને કાંચળી કૌમુદીની,
પૂર્ણિમામાં પ્રકૃતિ રમતી ગૌર ગોવાલણી શી !

મેલીને મુક્ત હૈયું મધુર બજવતો મોરલી મર્મરોની,
ગાયો ને વાછડાં શાં પળ ઘડી પ્રહરો વાળી લૈ વર્તમાને,
ઓઢીને આભ કેરી ક્ષિતિજ ઝૂલભરી કામળી ક્‌હાન જેવો
સ્થંભ્યો છે સ્તબ્ધ થૈ ને અનિમિષ નયને કાળ સૌંદર્યમુગ્ધ.

આખો દ્‌હાડો અવિરત શ્રમે યંત્રમાં આથડીને
સૂતેલી આ નગરી શિરપે આશિષે ઊંચકેલા
આબાદીના અભય કરની અંગુલીઓ શી ઊભી
સૌમ્ય જ્યોતે સ્વરૂપ પલટી મીલની ચીમનીઓ.

અને છે સ્વસ્થ સૂતેલું
કાંઠા તણા દીપ–પ્રકાશ વર્તુલે
સોનાના કાંગરાવાળા,
ચાંદી તણા થાળ સમું તળાવ આ.

પ્રબલ મદનવેગે ઊંચીનીચી થનારી
હરનિશ દુખિયારી ખંડિતા યૌવના શી,
વટ તરુવર નીચે તીર પેલે સૂતેલી
સહચર સ્મરતી આ નાવડી નાંગરેલી.

ધોવાતા હેમપાત્રે વિમલ પય મહીં રૂપિયા શા રૂપાળા
ગાઢ જ્યોત્સ્ના રસેલા સરવર સલિલે રાજતા રમ્ય તારા;
કાંઠાની દીપમાલા જલ મહીં દીસતી વર્તુલે શું ઊભેલી
પાતાળેથી પધારી શશી સહ રમવા નાગકન્યાની ટોળી !

અંબોડે યૌવનાના અડપલું કરતા છેલ શો વાયુ વાતાં
વાડીની પુષ્પગૂંથી અલકલટ સમી લ્હેરતી આ લતાઓ,
આરંભે ત્યાં અનેરી સહિયર સરખી રાસ ડોલંતી ચાલે
સોનેરી ઓઢણીઓ ઊડીઊડી કરતી લાડ ત્યાં ચંદ્રમાને.

અહો સુધાસિંધુ તણે હિંડોલે
ઝૂલી રહ્યો છે અવકાશ આખો,
ને આવતા ચિંતનવાયુઝોલે
મારો ઝૂલે અંતરનો તરાપો.

યુગયુગ થયાં જન્મું, જીવું, મરૂં, જનમું વળી,
અકલ ઊપન્યાં બ્રહ્માંડોનો કિરીટ હું માનવી;
અચુત ડગલાં આગે કૂચે ભર્યાં ન ભર્યાં સમાં,
પ્રકૃતિવિભવો ન્યાળી મારે કહીં લગી રાચવાં ?

## ગાયકને

ગાનારા! ગાઈ લે ગાણું,
કાલે કેવું વ્હાશે વ્હાણું
તે તો તું માનવ શું જાણું?
પામર પરમાણુ!

સૃષ્ટિની સરિતાને તીરે,
જીવનની કમનીય કુટિરે,
અફાટને લલકાર લગીરે,
નેન ભીંડે નીરે.

ઘણા ઘણા તું સૂર મિલાવે,
ગીત ઝરે નવ છુટ્ટી ધારે,
એવું તે શું અંતર તારે
છે હો ગાનારા!

પ્રલય પછીની પળ શું ઘેરું,
હૈયેહૈયે મૌન ઢળેલું;
ભરી દેવા ભવભવનું દેણું
ધર અધરે વેણુ.

ગાનારા! ગાઈ લે ગાણું,
સરકે છે જો સોનાટાણું;
આવેલો કિરણ બની નાનું
થૈને જા ભાનુ

## છોડ

અકાળે અસ્થાને ઊગમ કુમળા અંકુર રૂપે
થયો મારો, સારો દિવસ બળવું જ્યાં રવિધૂપે;
ફુંકાતા જ્યાં નિત્યે ગરલમય વાયુ, જલ તણું
જહીં સ્વપ્નું, એવે મધુર ઉરના માળી–નજરે
પડ્યો ને લૈ ચાલ્યો નિજ રચિત ઉદ્યાન મુજને.
કરી ક્યારી, વારિ વહન દીધું ને મંડપ રચ્યો;
ફળ્યો ફાલ્યો હું તો મધુર મુકુલે, ઇચ્છું જ હવે
ધરી છાબે પુષ્પો પરિમલ ભરૂ પોષક ઉરે.

પરંતુ એ માળી પલકજીવી પુષ્પો નવ ચહે,
ઊગ્યો ખારી ભોમે શી વિધ ફળવું દિવ્ય ફૂલડે?
સ્પૃહા એને તે શી મુજ મુકુલની સાગરદિલે,
લસે જ્યાં લાખેણાં કુસુમ નિજ દૈવી ઉપવને?

ભલે મારાં પુષ્પો ચરણ રગદોળાય, તદપિ
સુગંધો દેવાના સતત ધબકારા બસ નથી?

# ટિપ્પણ

**પૃ૦ ૧ પ્રતીક્ષાઃ** લીટી ૧ આભલાં–વાદળાં. ૩ મોરી–મારી. જૂની ગૂજરાતી (તેમજ મારવાડી)નો પ્રયોગ. ૧૮ ઋતંભરા–ઋત (સત્ય) ભરનારી.

**પૃ૦ ૩ અચલેશ્વરનેઃ** ૩ અન્વય–આથમ્યું શૈશવ અંતરે આ શું (કેવું) પુનઃ સ્ફુરતું! ૧૬ શિવરાત્રીએ. ૨૯ શેષ–દેવચરણે વધેરેલા નાળીએરના કોપરાના ટુકડા.

**પૃ૦ ૬ વિરાટ પૂજનઃ** વિષય–સૃષ્ટિ કોઈ શાશ્વત વેદનાથી પીડાય છે. એ વિઘ્નમાંથી સૃષ્ટિને છોડવવા કોઈ એક કલ્પનાશીલ કવિ પરમાત્મનું મોટા પાયા ઉપર પૂજન આદરે છે. એ જાણે છે કે પોતાની પહેલાં પણ ઘણા પુણ્યાત્માઓએ એવા જ શુભ આશયથી પૂજન કરેલ છે. પણ તે દરેકને પ્રભુએ સામેથી કૃપાનાં એકબે બિંદુ જ બક્ષેલાં, જે જગતની સળગતી કષ્ટજ્વાળામાં છમ્ કરતાં અલોપ થઈ ગયાં; એને હોલવવા સમર્થ તો થાય જ ક્યાંથી? તેથી કવિ પોતાના વિરાટ પૂજનને અંતે બદલામાં માગે છે કે હું બિંદુએ રીઝવાનો નથી; તારી કૃપાના સોસો સિંધુઓ રેલાવીશ તો જ હું રીઝીશ. કોઈને થશે કે આવું વિરાટ પૂજન તે ય ફળની સ્પૃહાવાળું! પણ કવિ ક્યાં પોતાના વિઘ્નશમન માટે આ બધું કરી રહ્યો છે? એ તો વિરાટનાં જ વિઘ્ન વિદારવાને વિરાટનું પૂજન કરી રહ્યો છે.

**પૃ૦ ૯ અમર ગાનઃ** ૩ ઘન–વાદળ ૯ વિક્રમોપાસના–પરાક્રમ (પુરુષાર્થ)ની ઉપાસના. ૧૩ સનાતન વન–અનંત શાન્તિમય મૃત્યુ પછીની સ્થિતિ. ૧૪ કલ્પાન્તરે–યુગયુગો પછી ય.

**પૃ૦ ૧૨ વતનનો તલસાટ:** ૧૩–૧૪ માતૃભૂમિ વહાલી છે છતાં હમણાં ત્યાં જાઉં તો મા વિનાની માતૃભૂમિ મનને સંતોષ નહિ આપે; માટે અહીં દૂર દેશાવર રહ્યોરહ્યો જ ભૂતકાળનું દર્શન—મા જીવતી હતી અને જેવી માતૃભૂમિ લાગતી હતી તેનું દર્શન—ઝંખતોઝંખતો જીવન ગાળીશ.

**પૃ૦ ૧૩ વતનનો કાંટો:** અન્વય–નિખિલ (બધા) ઉરનિશ્વાસ(ને) નવે શ્વાસે શામી (શમાવીને). 'નીસર્યો'નો કર્તા 'હું' અધ્યાહાર. ૫ પાથેય –ભાથું. ૭ બાલ્યની છવિ–આખું બચપણ વડોની છાયામાં પ્રત્યક્ષ થયું.

**પૃ૦ ૧૪ સ્મિતત્રયી:** ૨૫–૨૬ તમારા ઉરની અંજલિમાં સાતસાત સાયર ગાજે છે. તમારા હૃદયને જે જોઈતું હતું તે તો મારા ભાઈને કારણે મળી ગયું છે, અર્થાત્ તમારું હૃદય ભર્યુંભર્યું છે. હવે આ મારા જેવા ખાબોચિયામાંથી નકામાં શું મેળવવા મથો છો? ૩૦–૩૨ દંપતીની દૃષ્ટિના છજા–છૂપા–હંસલા શુચિ સ્મિત રૂપી મોતી (જે આત્માના અબ્ધિમાંથી લાવેલાં) વડે આંખ ઢાળીને ઊભા રહેલાને–મને–વધાવી રહ્યા. ૩૪ અન્વય–પરંતુ મારી ઢળી પાંપણો ખૂલતી ન હતી.

**પૃ૦ ૧૬ ભાભીની ચૂંદડી:** ૧૦ ગંગાવહેણ સફેદ, જમનાવહેણ કાળાં. અર્થાત્ શ્વેત અને શ્યામ બંને રંગો ચૂંદડીમાં સાથે સ્થાન પામે છે–એટલું જ નહિ 'જોગવાય' છે, યોગ્ય રીતે યોજાય છે. શબ્દોની પાછળનો અર્થ: સંસારમાં મંગલ–અમંગલ, પવિત્ર–અપવિત્ર, પુણ્ય–પાપ,—એવાં સામસામાં વિરોધી તત્ત્વોનાં અશમ્ય દ્વંદ્વો અમે દેખીએ છીએ તેને સંસારિણી નારી જોગવી લે છે, એમનો વિરોધ શમાવી દઈ બંનેમાંથી સંવાદ રચે છે. ચૂંદડીને પણ સ્થૂલ પોતમાં નહિ પણ સૂક્ષ્મ પોતમાં જોઈએ તો ખોટું નથી. સરખાવો કબીરનું: 'ઝીની ઝીની બૂની ચદરિયાં',—એ ભજન.

**પૃ૦ ૧૮ વાત્રકકાંઠે:** ૨૩ શું–જેવાં. ૨૯–૩૧ માથા પરના સ્વચ્છ સોનેરી બેડામાં પ્રતિબિંબિત થતો સૂર્ય તે જાણે કે હેલની કેડ ઉપર

ક્રીડા કરતું બાળક ન હોય! એ રીતે સૂરજ મારી સહે—સાથે—આવતો અને મીઠુંમીઠું ગેલ કરતો. ૪૯—૫૦ અન્વય—સુમનશીર્ષ (પુષ્પ જેવા શિરે) શૈલેશ (પર્વતરાજ) લૈ (ઉપાડી) પ્રલંબ અંધ (અંધકારવાળો) ભવપથ અવિલંબ ઘૂમી વળ્યાં. ૫૭ કર—કરે, કર વડે. ૫૮ અગ્નિને સંબોધન. અગ્નિ અવનવાં રૂપે જીવનમાં પ્રાદુર્ભાવ પામ્યા કરે છે તેનું વર્ણન કરે છે. ૬૫ ફૂલ—મૃત શરીર બાળ્યા પછી અવશેષ અસ્થિના ટુકડા. ૭૫ નવ—નવીન. ૮૧ 'જીવન'ના સંસ્કૃતમાં બે અર્થ છેઃ ૧ જિન્દગી, ૨ પાણી. પણ અહીં જિન્દગીનો પ્રવાહ જ લેવો.

પૃ૦ ૨૨ તાપણુંઃ ૪૪—૪૫—તપાડીશ અને ભેડતાં કરી બંનેનું કર્મ 'અનુજને' દેહલીદીપન્યાયે સમજવાનું.

પૃ૦ ૨૪ તારા વિનાઃ ૯—૧૦ કાળ રૂપી ઘડિયાળની કમાન થઈને હજી ય મારી કાયા તો ચાલી રહી છે.

પૃ૦ ૨૬ સ્મૃતિરક્ષાઃ ૭—૯ જેને તમે ઉત્ક્રાન્તિ—વિકાસ કહો છો તે જ મને હીન બનાવી મૂકશે કદાચ. શી રીતે?—તો માતાનાં સ્મરણો મારાં લૂંટી લઈને.

પૃ૦ ૨૭ સ્વપ્નખંડેરઃ ૩ શાંતિ તે કર્તાના સ્વ. પ્રિય સુહૃદ્ શ્રી શાંતિલાલ જૈની. ઉમા કેરાં—પાર્વતીનાં, કૈલાસમાં શંકરનો વાસ મનાય છે—ટૂંક શિખર.

પૃ૦ ૨૯ ઉધામાઃ ૯ સ્વજન સહુની—સ્વજનો સાથેની. ૧૨—૧૩—૧૪ પંડે તરી ઊતરું તેથી શો સંતોષ? સામે તીરે અથવા મઝધારે છોડવાં પડે તે સ્વજનોની સ્થિતિની કલ્પના પણ કેટલી દારુણ છે!

પૃ૦ ૩૦ સળગતી સ્મૃતિઃ ૧૧ પેરે—પેઠે, જેમ. ૧૯—૨૦ મારા જીવનમાં બે ભાગ પડી ગયાઃ એક તારી સાથેની મૈત્રીના આનંદનો ભાગ અને બીજો તે અત્યારની વિષમ દશાનો.

**પૃ૦ ૩૧ પૂનમની રાતેઃ** ૯–૧૦ મારે ડાબે હાથે તારો જમણો અને તારે જમણે મારો ડાબો. પુનરુક્તિ છે. ૧૯ આપણે દડા. આપણને ગતિ આપનાર જોડી તે ગેબી જ હતી. ૩૮ અક્ષરની અંબા–સરસ્વતી. ૩૯ કમળવનના વાયુઓ આપણી આજુબાજુ પરિક્રમણ કરતા–ફરતા. ૪૬ મારા ટહુકાનો તેં માત્ર પડઘો જ પાડયો નહિ. અર્થાત્ મારા ટહુકામાં તેં તારો 'ઉમેર્યો' નહિ પણ મારાને તારાથી ગુણ્યો. ઉમેર્યો હોત તો તે માત્ર દ્વિગુણિત થાત, જ્યારે થયો છે ત્યારે અનેકગુણિત.

**પૃ૦ ૩૪ સખે! સાચે એ તેઃ** ૨ ગ્રીષ્માકુલ–ગ્રીષ્મથી આકુળ. ગ્રીષ્મ તે આત્માની. ૪ ખગનાં તોરણથી ભરેલું ગગન જોતા. ૫ સડકને કાલિન્દી–યમુના–જેવી કહી છે તેથી લાગે છે કે સડક પાકી ડામરની, એટલે કે કાળી, હશે. ૭–૮ અન્વયઃ જ્યાં (જેમાં–જે દૂધમાં) એ મળી (ગળેલી) મુગ્ધાના મુખના મૌનટુકડા મળી (મળીને) સાકર (રૂપ) બન્યા. 'મળી'–દેહલીદીપ છેઃ મળીને સાકર બન્યા, મળેલી એ મુગ્ધા,–એમ બંને અર્થ માટે યોજવાનો છે. ૧૧–૧૨ અન્વય–મૃદુ અનિલ જવારાના ક્યારા આંદોલિત કરી ચંડૂલોના સ્વર સહ ગૌર ગગને ચગી રહે (છે.)

**પૃ૦ ૩૬ નાપાસ થયેલા નાનાભાઈનેઃ** ૨ નયનમૌક્તિક–આંસુ. ૧૫–૧૬ અશ્રુકણ ઢળે–ઢળ્યે–ઢળતાં પોતા જેવા મોરલા એ વડે એ સરજે છે. ૧૭–૧૮ મૃત્યુમાં પણ જીવી જવાનો આશય મજબૂત હોય તો તો પછી પુરુષાર્થીનો પુરુષાર્થ કદી જ પરાભવ પામતો નથી. ૨૦ પરાજયની ધરા પણ ફળદ્રુપ છે–વંધ્ય નથી, જો તેનો ઉપયોગ કરતાં આવડે તો.

**પૃ૦ ૩૭ મૅટ્રિકની મેહફિલઃ** ૨ પલાશ–ખાખરો. ૧૧ થોડાક ગુણ (માર્કસ) ખૂટવાથી. ૧૩–૧૪ એ ચિંતા પણ શમી ગઈ ને બીજી બાજુ પેલો શિખંડ પણ પચી ગયો. નિયતિનું–વિધિનું–ચક્ર તે તો તેના ક્રમ મુજબ ચાલ્યા જ કરવાનું. નિયતિ તે આવી–આપણે મન ભલે

મોટી અને ગંભીર પણ સૃષ્ટિક્રમ જોતાં અતિશય તુચ્છ એવી-ઘટના-ઓથી ઓછી જ થંભવાની હતી?

પૃ૦ ૩૮ દર્પણે: ૬–જે વિશ્વના વશીકરણ રૂપ છે, વિશ્વને વશ કરનાર છે તેમને કર્ષતું–ખેંચતું વશીકરણ પણ મારી પાસે નથી. ૯ ત્યાં દર્પણે શું છે? છે વિરલ એવી વ્યથા. શાની વ્યથા? વિરલ કોઇ પદાર્થ પોતામાં નથી એની વ્યથા. ૧૦–૧૪ વાત એમ બની કે દેહની આકૃતિ દર્પણમાં જોવા જતાં, દિલની આકૃતિ પણ દેખાઇ. અને મુખ ઉપર ભારે વેદના છવાઈ ગઇ. દેહની ઊણપોને કારણે નહિ, પણ હૃદયની ઊણપોને કારણે. અંદરથી જેણે આ અધૂરપો પ્રત્યે ધ્યાન ખેંચ્યું તે વ્યથાને ગુરુજનની બહારથી ઉગ્ર પરંતુ અંદરથી તો ખરેખર મધુર એવી દૃષ્ટિ જેવી કહી છે. એને પ્રતાપે તો આત્માની નિરાશાના સમુદ્ર ઉપર સૌન્દર્યનો સેતુ–પૂલ–બાંધવાની શક્તિ જગાવવાની પ્રેરણા મળે છે. ૧૪ જગીશ–જંપીશ. બંને રીતે શબ્દ બોલાય છે.

પૃ૦ ૪૦ આંખને ઉપાલંભ: ઉપાલંભ–ગહેણું. ૧૪ તારી રમતો તે તારો જ વિનાશ સાધે છે. ૧૬ તારલ્યો–તરલતા–ચંચલતાઓ; તડિત્તીક્ષ્ણ–વીજળી જેવાં તીખાં. ૬૪–૬૮ આશા માત્ર એટલી છે કે જે આત્માને તારે લીધે રસપરિચય થાય છે અને જે તારે લીધે સમૃદ્ધ થતો જાય છે, તેને લીધે પછી તું પણ શું નહિ સુધરે કે? તારો પણ વિકાસ નહિ થાય કે? થશે જ. ને એ આશામાં મસ્ત રહીને જ તારાં અળવીતરાં સહન કરીશ.

પૃ૦ ૪૩ સૂકવેલી સાડી: ૩ અમિત–માપવગરનાં, અસંખ્ય. ૮ સાહિત્યો–સામગ્રી, રાચરચીલું. ૧૯ શેષપુત્રી–નાગકન્યા. નાગકન્યાઓ સુન્દર લેખાય છે.

પૃ૦ ૪૬ હૈયાહીણું હૈયું: ૧ ના સહજ–સહેજે નહિ, હું સહેજે ન્હોતો મોહ્યો. ૩૩ જલ્પના–વેદનાજન્ય વિકલતા. ૩૪ આયુષ્ય પણ ઓછું નથી તો! ૩૬ તરી–હોડી. ૪૩ ફૂલશું–હળવું; નજીવું. ૪૭ હૈયાહીણું હૈયું–હૈયામાં

જે કંઈ હૈયા જેવું હતું, જે કંઇ પોતીકું હતું, તે તો તારી સાથે હળી-મળીને તારામાં ઓતપ્રોત થઇ ગયું; બાકી રહ્યું તે તો માત્ર નામનું જ—હૈયાહીણું જ હૈયું હતું. પણ તે ય તને ભારે પડ્યું ને? હશે!

**પૃ૦ ૪૯ દર્શનઃ** ૨ આવા અઘોર અંધકારમાં એમ તે વળી ભાનુ—સૂર્ય—ક્યાંથી? ૪ નાર—નારી, તસ્વીરમાં પણ લટકતી નથી. અર્થાત્ જ્યાં સ્ત્રીની એકાદ છબી પણ નથી એવા આ પુરુષમય આવાસમાં તારા પગ એમ શેના પડે! ૧૬–૨૦ સૂર્યના પ્રખર તાપનું વર્ણન છે. કરોડો જીભ લપકાવતો ઉત્તરા નક્ષત્રનો યાને ઉત્તરા ચિત્રાનો પ્રચંડ સૂર્ય આકાશમાં ઘૂમી રહ્યો છે, અનંતતાનું રણ ધગી ઉઠ્યું છે, તેમાં લાડકડી બાળકી સરખી આ સૃષ્ટિને કટિ પર બેસાડીને વૃદ્ધા પૃથ્વી ધીરે ડગલાં ભરી રહી છે; અકળાએલા બાળક સરખી દગ્ધ સૃષ્ટિના માત્ર સીત્કાર સંભળાય છે. ૨૪—અગાશે—અગાસીએ, અર્થાત્ છજામાં. ૧૪–૨૮ શશીશકલ શા હસ્તે—ચન્દ્રમાના ચોથિયા જેવા હાથે. ૩૧ અલક—વાળ—જુલ્ફાં. ૩૩ નયનનિર્મળી—નયન—દૃષ્ટિ રૂપી નિર્મળી યાને નયનસુધા. ૩૬–૪૦ તેં દેહનો તાપ ઉતાર્યો અથવા આ મદદ કરી તેનો ઉપકાર તો કદાચ વળાશે, પણ તને પ્રથમ જોઈ ત્યારથી જ અંતરને જે અસાધ્ય તાવ—કામેચ્છાનો—ચડ્યો હતો તે પણ તારા આવા સાત્ત્વિક વત્સલ સાન્નિધ્યથી ઉતારી ગઈ! તારા પેટે અનેકવાર જન્મ લીધા વિના આવા ઋણનો બદલો બીજી કઈ રીતે વળી શકે?

**પૃ૦ ૫૧ પ્રણયપુષ્પઃ** ૬ વીજળીની વેણીમાં. પેલું સ્નેહનું પુષ્પ (પંક્તિ ૩) પરોવું? ૧૩ ક્યાં સૂર્ય ને ક્યાં આગિયો? મારા જેવા આગિયાથી ઉષા તો હસે જ ને? ૧૪ હે હૃદય, બહુ ઊંચા ઊડવાં સારાં નહિ. સંવેદન—લાગણી. ૧૫ હે પ્રભુ, મારૂં પ્રણયપુષ્પ તે ભલે તારે માથે ન ચડે, ભલે તારી છાતી ઉપર ન ઝૂલે, તારાં પગલાંમાં રગદોળાય તો યે બસ. અર્થાત્ ઊંચાં પ્રકૃતિ-તત્ત્વો—ઉષા, વીજળી, ચંદ્ર—સુધી ભલે ન પહોંચે; પૃથ્વી ઉપર એની

સુવાસ પ્રસરે તો યે બસ. આમ, ચરણમાં વસવાનું માગીને પણ ઘણું માગી લીધું. પ્રભુપિતાનાં ચરણ તે શું બીજા બધા કરતાં ઓછાં સ્પૃહણીય?

**પૃ૦ ૫૨ નવી ઉષાઃ** ૧ ઉપરછલી–ઉપરઉપરના રંગના આભાસવાળી. ૩ અનભ્ર–વાદળાં વગરના. પૂષા–સૂર્ય.

**પૃ૦ ૫૪ ઇન્કાર** ૮ ક્ષુરધારપંથ ક્ષુર–અસ્ત્રા–ની ધારા જેવો તીક્ષ્ણ પંથ. સરખાવોઃ क्षुरस्य धारा निशिता दुरत्यया, दुर्गं पथस्तत् कवयो वदन्ति।

**પૃ૦ ૫૫ ખારવોઃ** ૨ વિચિ–મોજું. ૧૪ એ આંધીની વચ્ચે જઇને છેવટની ઘડીએ મર્યાનું સ્મિત પ્રગટશે, અર્થાત્ મરવું પણ આનંદજનક નીવડ્યું હશે.

**પૃ૦ ૫૬ એકલ પાણીપંથોઃ** ૧ હતશૌર્ય–જેમનું શૌર્ય ખલાસ થઇ ગયું (મરી ગયું) છે એવા. ૫ ક્ષિતિ–પૃથ્વી. વર્તુળ–કૂંડાળું. ૧૦ નિધિ–ભંડાર; અહીં જળભંડાર–સમુદ્ર. ૧૫ શચી–ઇન્દ્રની–વર્ષોના દેવની પત્ની.

**પૃ૦ ૫૭ યુવાનોઃ** ૩ જગતના અઘોરીઓને જગાડીને. ૪ રમણરૌદ્ર–રમણ (રમવા)માં જે રૌદ્ર (પ્રચંડ) છે તેવા. ૧૧–૧૨ અમે ચીલે ચાલતા નથી, નવીનક્કોર કઠણ જમીન ઉપર જ ચાલીએ છીએ અને નવો જ ચીલો આંકીએ છીએ; અર્થાત્ યૌવનનો–પ્રાણનો–શાશ્વત પ્રવાહ જે માર્ગે ચાલ્યો જાય છે તેનું અંકન કરતા જઇએ છીએ. ૧૫ અન્વયઃ અન્યને અંતિમ સમયે એકની ચમક દઈ (ને).

**પૃ૦ ૫૮ મહત્ત્વાકાંક્ષાઃ** ૬ ચક્રધરતા–ચક્ર ધારણ કરનાર. ૮ વાજી–ઘોડા. ૧૩–૧૪ મહત્ત્વાકાંક્ષાના અનલો–અગ્નિઓ તે હવે મલયગિરિના અનિલો–વાયુઓ થઇને વડો અને જે બળ્યાંઝળ્યાં મનુષ્યો છે તેમના જીવનગીતને ગાતી કોમળ વીણા રૂપ બનો, અર્થાત્ તેમનું સાન્ત્વન કરો.

**પૃ૦ ૫૯ ફિરંગીના કબ્રસ્તાનમાંઃ** ૩ વણજકૂચજન્ય–વેપારની કૂચથી ઉપજેલા. ૫ સમષ્ટિવત્સલ–આખી માનવતા માટે વાત્સલ્ય ધરાવતી.

આ વિશેષણનું વિશેષ્ય 'ધરા'–પૃથ્વી. તેને ઉછંગે–ખોળે. ૧૩ કાલચક્ર–બલપ્રજ્ઞ—કાળના ચક્રના બળને ભલી રીતે જાણનાર.

પૃ૦ ૬૦ **આવતી હોળી:** ૩ ઈંધન૦–જે બાળવાનું છે તે કોઈ મોટી વસ્તુ નથી, ઝટ સળગી ઊઠે એવા કાગળના ભભકભર્યા બગીચા જ છે.

પૃ૦ ૬૧ **સમાજનો સોનાર:** સોનાર–સોની, ઘડવૈયો. ૬ પીયૂષે–અમૃતે.

પૃ૦ ૬૨ **મહાસભાનું મંદિર:** ૧૪ આયુર્વાટ–આયુષ્ય રૂપી વાટ (દીવાની). ૨૦ પાંસુ–ધૂળ. ૨૨ માતના–જન્મભૂમિ રૂપી માતાના. ૩૦ તેઓ પૂજ્યથી પણ પૂજ્ય છે, જેઓ તારું–પૂજ્યનું–પૂજન કરે છે.

પૃ૦ ૬૩ **સંધ્યાને:** ૩ શર્વરી–રાત્રિ. ૪ ક્રમેક્રમે સૂર્યનો પ્રકાશ ઓસરતો રહ્યો! પરિણામ જો આવું જ છે તો પછી દુઃખો રૂપી કાળી રાત ભલે આવે, પણ આ સંધ્યા–મધ્યમ સ્થિતિ–તો નહિ જ જોઇએ.

પૃ૦ ૬૪ **શ્રમજીવીનું સવાર:** ૧૨ કોટિ–ભેટવું તે. ૨૦ ચાટુ–ખુશામતીભર્યું. ધોરી–બળદ.

પૃ૦ ૬૫ **અંધારપછેડો:** ૨ દુધી ઋષિ–દુધેશ્વર; અમદાવાદમાં સાબરમતી કાંઠેનું ધર્મસ્થાન. ૭ આચારજી–વૈષ્ણવધર્મપ્રવર્તક આચાર્યની બેઠકનું એ નામનું ધર્મસ્થાન. ૧૩ સદ્ય–ઝટ. ટેરો–વૈષ્ણવ મન્દિરોના ગર્ભદ્વારે સમયસમયનાં દર્શનને અંતરે ખેંચાતો પડદો.

પૃ૦ ૬૭ **કોદર:** ૮ દબૂડી–સુવાડી. કીર–પોપટ. ૧૫ ગડાકુ–ખાસ રીતે તૈયાર કરેલી તમાકુ. ૧૮ બરફ ઓગળ્યો, તે જાણે સુરઅસુરો પરસ્પર યુદ્ધમાં વજ્રો વીંઝે છે તેના અથડાવાથી. ૧૯ હિમ પડ્યું. ૩૨ પ્રેત થશે રખવાળ–ભૂત ધારે તે સ્વરૂપ લઈ શકે છે, એવી માન્યતા છે. ૩૩ બાદલ–વાદળ.

પૃ૦ ૬૯ **માંકણ પ્રતિ મજૂર:** ૨ જીવનસંધિ–બે જીવનનું મિલન.

૧૯ મારા જ નહિ, મારા પર તારે જીવવાનું છે એટલે તારા પણ, હાલ થાય તે જોજે.

પૃ૦ ૭૧ બેકારો: ૬ અમારું જીવન પાણીમાં રહી જાય છે અર્થાત્ પાણી પર જ નભે છે. ૧૨ શયન–સુવાનો, અવકાશ–ફુરસદ, (૨) જગ્યા. ૧૯–૨૦ પ્રભુએ ઘડેલા સુખના શ્રીફળની એક કરચ પણ અમને ન મળે? બધું ય તમારૂં એમ ને?

પૃ૦ ૭૨ નિર્દેશ: ૨૯ ખળ્યા–ખાળેલા. ૩૩–૩૪ સુધા અને શાન્તિનું છત્ર બની રહેતી સ્થિતિ તે સમાનતા રૂપી સીતાને છોડાવવા.

પૃ૦ ૭૪ ભગલો: ૫ ફિગર–આંકડા, ફરક–આંકફરક. સટ્ટાની પરિભાષાના શબ્દો છે. આત્મભાન–ગમે તેની કાનપટ્ટી પકડીને આમળવાની તક મળે છે તેનું.

પૃ૦ ૭૭ વિધવા પંખિણી: ૧–૮ સુખમાં રમતાં પંખીયુગલોનું વર્ણન. ૧૨ અનંતને માપી લેવાનાં ઉડ્ડયનો મારા હૃદયમાં સૂરે છે, પણ આજ –આટલું સહન કર્યા પછી–એને લાયક વેગ પાંખોમાં ક્યાંથી હોય?

પૃ૦ ૭૮ એક પરિણીતાના પ્રલાપ: પરિણીતા–પરણેલી ૧૦ રંભોરૂ –રંભા–કેળ–જેવા ઊરુ (સાથળ) છે જેની તે. ૧૩ કુળની–મોટાઈની. ૨૫ ભાભી લાવીને ભાભી બન્યાં—એટલે સારું કરીને પરણ્યાં. ૩૧ રાજચંપો–રાજચંપા સરખો સુકુમાર સંસ્કારી યુવાન પ્રેમી. ૩૮ સાસરીમાં છૂટે મોઢે રોવાની ય છૂટ નહિ! કોરી આંખોમાં બધું આકાશ ધોવાય એટલું રુદન ભર્યું છે.

પૃ૦ ૮૦ મંગલોર્મિ: મિત્રને લગ્નપ્રસંગે સંબોધાયેલું. ૭, ૮, ૧૬ હરિપ્રસાદ અને ચન્દન વિશેષ નામ છે. ૧૨ જ્યાં જિન્દગીના ઉનાળાના આતપ–તડકાથી બળેલાં સંસારીઓ આવીને ઘડી વિસામો લઈ શકે. ૧૩ આભા–પ્રકાશ. જ્યાં વિશેષ નામો યોજ્યાં છે, ત્યાં શ્લેષ ગણીને અર્થ લેવાનો છે.

પૃ૦ ૮૧ ગુર્જર રમણીઃ ૧૪ ઇન્દ્રધનુ સરખો કટિલંક.

પૃ૦ ૮૯ હરિ! આવો તોઃ ૪ હતાશી–જેની આશા હત થઇ–મરી ગઇ છે તેવા. ૫ વાસી–ઊતરેલી. ૬ તમે કહેવાઓ તો છો અવિનાશી, તો પછી વિનાશી જેવું કેમ વર્તન દાખવો છો? આ વરસોવરસ જન્મો છો ને બીજું એ કે જન્મો છો છતાં તમારો પરચો તો બતાવતા જ નથી!!

પૃ૦ ૯૧ અંધ બનેલા પંડિતનેઃ ૧૧ સમુત્ક્રાન્તિ–વિકાસ. ૧૩ 'પન્થ' –'પાન્થ' જોઇએ. હે પથિક, તું બુદ્ધિ, તર્ક અને અતિજ્ઞાન (જે પણ પ્રિછવાયોગ્ય તો નહિ જ)ને ગોટે ભરેલાં વિશાળ રણ ખૂંદતો હતો; હવે આંખ ગઇ છે તે પ્રસંગનો લાભ લઇ. આત્માના અતળ સમુદ્રનો તાગ લેવાનો અવસર આવ્યો છે તે ઝડપી લે. ૧૪ શિવામ્બુ, શિવ–મંગળ અંબુ–પાણી.

પૃ૦ ૯૨ પતંગઃ ૧–૮ પતંગો ચગે છે તેનું અને તેની પાછળ થતી ખુવારીનું વર્ણન. ૯–૧૪ માનવ જીવનમાં પણ એ જ ખેલ છે એનું વર્ણન. ૯ મૃગજળવિમોહ્યા–ઝાંઝવામાં ફસાયેલા.

પૃ૦ ૯૩ ભમરીઃ ૯ પરિણમી–અનેરા ઉલ્લાસમાં પરિણામ પામી. ૧૦–નિષ્કંટક પરિશીલન–અબાધિત અધ્યયન. ૧૩–૧૫ આ સારું અને આ ખોટું એટલો વિચાર તો લગભગ સૌ કરી શકે છે, છતાં ય સ્વાર્થ સધાયો હોય તો અનિષ્ટ આચર્યાનો આનંદ પણ ઓછો નથી!

પૃ૦ ૯૪ દૃષ્ટિભેદઃ ૩ વિકલો–જે વિકલ થયા છે તે. ૬ કાનન–જંગલ. ૧૪ નિયતિ–નિયમ પ્રમાણે ચાલતી વિશ્વસરણી, વિધિ. નિયતિ તો આપણાં મનુષ્યોનાં રુચિસ્થિતિ પ્રમાણે ભિન્ન એવાં વલણોથી મુક્ત રીતે જ વર્તે છે. આપણને શું લાગશે એની એને તમા નથી. આપણને જે જુદું જુદું દેખાય છે તે આપણી ભિન્નભિન્ન રુચિ અને પરિસ્થિતિને લીધે

પૃ૦ ૯૫ કર્મનિર્ઝરીઃ ૧ નિનાદ–મધુર ધ્વનિ. ૩ ધસીને ભેટે છે તે

મરી પણ પછી શું? સિન્ધુની અનંત ખારાશમાં વિલીન થઈ જાય છે. એ સ્થિતિમાં આગળ ધપવાનો મોકો જ ક્યાં છે? ૬–૭–૮ ભિન્નભિન્ન ભવસિંધુઓ પર ઝૂલતીઝૂલતી જીવાત્માની નૌકા, બધા જ જન્મોમાં જેની ઝંખના કરેલી એવી વિરતિમય–શાન્તિમય–સ્થિતિમાં અથવા મોક્ષના બંદરમાં પ્રવેશ કરે છે અને અનંત ચેતનામાં અથવા તો મહાશૂન્યના અંધાર તલે લુપ્ત થઈ જાય છે; કેમકે તે પછીની કોઇ સ્થિતિ જ નથી. (મહાચેતના અને મહાશૂન્ય બંને વિચારસરણીઓ વિશ્વચૈતન્ય પરત્વે પ્રચલિત છે.) ૧૧-૧૨ છેવટની સિદ્ધિ પછી કશો આનંદ નથી. પરમરતિ યાને પરમાનંદ તો સતત ગતિમાં–નિત્ય અપૂર્ણ લાગતી એવી સ્થિતિમાં જ છે. ૧૩–૧૪ મારાં કર્મો દ્વારા એવી કોઈ સિદ્ધિ મને ન મળજો કે જે મળ્યા પછી પ્રવાસ જેવો પ્રવાસ યાને પુરુષાર્થ અટકે, અર્થાત્ પ્રત્યેક સ્થિતિ મને અપૂર્ણ જ લાગજો. વહો અને લહો બંનેનો કર્તા 'કર્મો'.

પૃ૦ ૯૬ છેલ્લા શ્વાસે: ૧ જટિલ–સંકુલ, ગૂંચાયેલી. ૧૧ યજન–યજ્ઞ. અહીં પૂજનઅર્ચનાસેવા. ૧૨–પુરણ પ્રતીતે–ભલી પેરે. ૧૩–વજ્રેથી વજ્ર જેવા ઉરમાંથી.

પૃ૦ ૯૭ મેઘ: ૨ નીલિમા—નીલ–વાદળી રંગ. ૩ ઉદ્યાનશ્રી–બાગની શોભા ૬ લુબ્ધકો–શિકારીઓ. ૭ અન્વય: નૃપતિના રક્ષનારા અમલ (રાજવહીવટ) લોકોને દંડ દેઇ ભક્ષે છે. ૮ નભનૃપ–સૂર્ય. ૧૩ ઉદરદવ-અરિ–પેટમાંના દાવાનળનો દુશ્મન. વિષ્ણુવર્ણી–શ્યામ.

પૃ૦ ૯૮ વાંસળી: ૨ સચરાચરમાં બધે જ. ૮ ઉન્મેષ–આંખ ખોલવી તે. ૧૧ શેષ–શેષનાગ. ૧૩ હેરતી–જોતી. ૨૨–૩ સિદ્ધ પુરુષોનાં સાગર જેવાં હૈયાંમાં. ૨૫ આરંભકાળથી જ આર્ત–દુખિયારી એવી પૃથ્વી.

પૃ૦ ૧૦૦ આશાની વેલ: ૫ ઉડુ–તારો. કિરેલ–પ્રકાશિત જેને સૂર્યે સેવી નથી ને ચન્દ્રે સીંચી નથી એવી આ આશાની વેલ માત્ર

અંધારી રાતના એકાદ તારાના તેજથી જ ફિરાએલી–સીંચાએલી પ્રકાશિત છે. ૧૪ ફુલેલ–તેલ. આશાની વેલ પડતીઆખડતી ચડે છે તો ખરી. સ્વયંભૂ ચેતના જ એનું અવલંબન છે, એટલે રણુપગથાર પર પણ ફૂલે લચીને પથરાતી જાય છે; કોણ જાણે પણ મહાકાળની–ભાવિની–અંગુલિને આ ફૂલોના સ્પર્શનો કેવોક અનુભવ થવાનો હશે?

**પૃ૦ ૧૦૧ કાંકરિયાની શરતપૂર્ણિમાઃ** ૧ ગોરસી તે શરદશશીની. ૩ કાંચળી તે કૌમુદીની. ૪ ગોવાલણી તે પ્રકૃતિ–કુદરત. ૬ પળ, ઘડી અને પ્રહરો તે વાછડાં અને ગાયો. ૭–૮ કૃષ્ણ તે ભગવાન મહાકાલ (સમય). ૯–૧૨ આશીષ આપતા હાથની આંગળીઓ તે મિલની ચીમનીઓ. ૧૮ હરનિશ–દિવસરાત. ૩૦ અવકાશ–આકાશ.

**પૃ૦ ૧૦૩ ગાયકનેઃ** ૮ નીરે–નીર પણ ઘડીક નયન ભીંડે એવું ગા.

**પૃ૦ ૧૦૪ છોડઃ** ૨ ધૂપ–તડકો. ૩ ગરલ–વિષ, ઝેર. ૩–૪ પાણીનું તો જ્યાં માત્ર સ્વપ્નું જ. ૭ મુકુલ–કળી. ૮ પોષક–મને પોષનારાને. ૧૦ હું જે મૂળ જગ્યાએ પ્રથમ ઊગેલો તે જગ્યા તો ક્ષારભૂમિ–ઉપરભૂમિ હતી, એને દૈવી ફૂલડાંની આશા કેવી? અને દૈવી ફૂલડાં વગર મારા માળીનું અર્ચન પણ શી રીતે થાય? પણ એનેય તે એવા અર્ચનની તમા ક્યાં છે? ૧૩–૧૪ મારાં પુષ્પો ભલે સામાન્ય કોટિનાં, માથે ન ચડાવવા જેવાં, માત્ર પગે કચડવાં જેવાં, પરંતુ એની ભીતરમાં સુગંધ દેવાની જે સતત તાલાવેલી છે એ જ પોતે અર્ચનનો મોંઘો વિધિ નથી?

**ઉમાશંકર જોષી**

# માહિતી

| કાવ્ય | રચ્યા તારીખ | પ્રસિદ્ધિવાહન | છંદ કે ઢાળ |
| --- | --- | --- | --- |
| પ્રતીક્ષા | ૩૧-૭-૩૭ | કુમાર | શ્રી વનરા તે વન રળિયામણાં |
| અશલેશ્વરને | ૨૧-૫-૩૫ | લોકવાણી દ્વી. અંક | અનુષ્ટુપ |
| શ્રીકૃષ્ણાવતાર | ૧૪-૬-૩૮ | કુમાર | મારાં નયણાંની આળસ રે |
| વિરાટ પૂજન | ૩૧-૭-૩૪ | કુમાર | મિશ્રજાતિ |
| શરદને શમણે | ૨૪-૯-૩૭ | સ્ત્રીબોધ | ગિરિવરલાલજી રે મારી ગાવલડી સંભાળો |
| અમર ગાન | ૨૫-૫-૩૪ | કુમાર | પૃથ્વી |
| આ વ્યથા ! | ૧૯-૧૦-૩૪ | લોકવાણી | મિશ્રજાતિ |
| વાત્રક | ૨૭-૩-૩૭ | પ્રભાત-વાર્ષિક અંક | છેડો ઢળકતો મેલ્ય આલી પાંદડી ! છેડો ઢળકતો મેલ્ય. |
| વતનનો તલસાટ | ૨૯-૫-૩૬ | કુમાર | મંદાક્રાન્તા |
| વતનનો કાંટો | ૨૫-૭-૩૯ | કુમાર | શિખરિણી |
| સ્મિતત્રયી | ૨૨-૧૧-૩૪ | પ્રસ્થાન | અનુષ્ટુપ |
| ભાભીની ચૂંદડી | ૨૩-૫-૩૯ | માધુરી ત્રૈમાસિક | . . . . |
| ભાઈ! તને આપું શું ભેટ? | ૧૯-૪-૩૫ | સુહાગી | ડુંગરામાં બોલે છે મોર |
| વાત્રકકાંઠે | ૨૬-૪-૩૬ | પ્રસ્થાન | પૃથ્વી |
| તાપણું | ૬-૧-૩૫ | ઊર્મિ | દ્રુતવિલંબિત |
| તારા વિના | ૨૭-૪-૩૭ | ખડાયતામિત્ર | મિશ્રજાતિ |
| એક સંધ્યા | ૨૧-૧૨-૩૪ | પ્રભાત-વાર્ષિક અંક | વસંતતિલકા |

| કાવ્ય | રચ્યા તારીખ | પ્રસિદ્ધિવાહન | છંદ કે ઢાળ |
|---|---|---|---|
| મૃતિરક્ષા | ૩.૫.૩૫ | ગુજરાત | પૃથ્વી |
| વમ્રખંડેર | ૨.૮.૩૬ | ગુજરાત | શ્રી વનરા તે વન રળિયામણાં |
| કુમ્રામા | ૩૦.૬.૩૬ | પ્રસ્થાન | મંદાક્રાન્તા |
| સળગતી સ્મૃતિ | ૧૧.૪.૩૭ | ઊર્મિ | શિખરિણી |
| પૂનમની રાતે | ૨૫.૧.૩૯ | ગુજરાત સમાચાર દી. અંક | અંજની ગીત |
| સખે! સાચે એ તે— | ૧૩.૪.૩૬ | કુસુમ - ત્રૈમાસિક | શિખરિણી |
| વિખૂટા મિત્રને | ૧૧.૧૦.૩૭ | કુમાર | પૃથ્વી |
| નાપાસ થએલા નાનાભાઇને | ૧૦.૫.૩૬ | માધુરી | દ્રુતવિલંબિત |
| મૅટ્રિકની મેહફિલ | ૧૦.૨.૩૮ | ઊર્મિ | પૃથ્વી |
| દર્પણે | ૧૯.૫.૩૮ | ઊર્મિ | પૃથ્વી |
| છાપરામાંથી ડોકાતા સાપને | ૧૮.૭.૩૪ | ઊર્મિ | પૃથ્વી |
| આંખને ઉપાલંભ | ૧૬.૧૦.૩૫ | આરામ દી. અંક | મિશ્રજાતિ |
| સૂકવેલી સાડી | ૨૪.૮.૩૪ | પ્રજાબંધુ - વાઙ્મય અંક | મંદાક્રાન્તા |
| આવી અને ચાલી ગઇ | ૧૫.૪.૩૮ | પ્રજાબંધુ | હરિગીત-ગઝલ |
| હૈયાહીણું હૈયું | ૨૭.૧.૪૧ | કવિતા | ખંડ હરિગીત |
| દર્શન | ૧૯.૩.૩૬ | કુસુમ - ત્રૈમાસિક | વસંતતિલકા |
| પ્રણયપુષ્પ | ૧૧.૧.૩૩ | નવચેતન | પૃથ્વી |
| નવી ઉષા | ૨૮.૧૦.૩૯ | નવરચના | મને સાંભરે આપણી રાત સખિ! |
| આઘા રહો! | ૫.૯.૩૮ | આરામ - જન્માષ્ટમી અંક | ચચકો ગચકો કાં રે અલિના લયમાં |
| ઈન્કાર | ૧૮.૩.૩૪ | ખડાયતામિત્ર | મિશ્રજાતિ |
| ખારવો | ૩૦.૧૧.૩૪ | ગૂજરાત | શિખરિણી |
| એકલ પાણીપંથો | ૨૮.૪.૩૪ | કૌમુદી | મિશ્રજાતિ |
| સુવાનો | ૨૩.૭.૩૫ | ગૂજરાત | પૃથ્વી |

| કાવ્ય | રચ્યા તારીખ | પ્રસિદ્ધિવાહન | છંદ કે ઢાળ |
|---|---|---|---|
| મહત્ત્વાકાંક્ષા | ૨૦·૧·૩૬ | કુમાર | શિખરિણી |
| ફિરંગીના કબ્રસ્તાનમાં | ૨૯·૧૦·૩૭ | ઊર્મિ | પૃથ્વી |
| આવતી હોળી | ૫·૫·૩૯ | ઊર્મિ | લાવણી |
| સમાજનો સોનાર | ૫·૧૦·૩૫ | કુમાર | સોરઠા |
| મહાસભાનું મંદિર | ૫·૧૧·૩૬ | પ્રજાબંધુ | રોળાવૃત્ત |
| સંધ્યાને | ૨૫·૧૦·૩૪ | કુમાર | શિખરિણી |
| શ્રમજીવીનું સવાર | ૩૧·૫·૩૭ | ગૂજરાત | રાગ લક્ષ્મણ વનમાં સીધાવતાં |
| અંધારપછેડો | ૧·૬·૩૪ | પ્રજાબંધુ | ફેર કૂવે ના જશો મલ્હારરાવ! ફેર કૂવે ના જશો રે લોલ |
| કોદર | ૨૮·૧·૩૫ | લોકવાણી | રામને મંદિર ઝાલર બાજે |
| માંકણ પ્રતિ મન્તૂર | ૨૭·૧૨·૩૪ | લોકવાણી | સવૈયા |
| એકારો | ૨૫·૪·૩૪ | યુગાન્તર | ખંડ શિખરિણી |
| નિર્દેશ | ૧૦·૧૦·૩૪ | લોકવાણી દી. અંક | ખંડ શિખરિણી |
| ભગલો | ૩·૧૦·૩૪ | લોકવાણી | સ્રગ્ધરા |
| પરસેવો પાનવાળો | ૧૫·૭·૩૭ | રેખા | આખા લીમડામાં એક ડાળ મીઠી કે રણછોડ રંગીલા |
| વિધવા પંખિણી | ૨૬·૧૨·૩૩ | ગૂજરાત | સ્રગ્ધરા |
| એક પરિણીતાના પ્રલાપ | ૧૮·૫·૪૦ | ખડાયતામિત્ર | . . . . |
| મંગલોર્મિ | ૨૦·૧૧·૩૮ | શારદા | શાર્દૂલવિક્રીડિત |
| ગુર્જર રમણી | ૩૦·૪·૩૭ | માધુરી · ત્રૈમાસિક | કારતક મહિને કૃષ્ણ રૂપાળા વ્હાલા બંસીવાળા |
| વર્ષાને વધામણે | ૧૧·૮·૩૬ | પ્રસ્થાન | હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે લોલ! |
| વનમાળી | ૨૦·૪·૩૮ | માધુરી · ત્રૈમાસિક | એ મથુરાંની મોરલીને શું રે કરૂં? |

| કાવ્ય | રચ્યા તારીખ | પ્રસિદ્ધિવાહન | છંદ કે ઢાળ |
|---|---|---|---|
| તું મારો સૂર | ૨૦·૮·૩૯ | આરામ · જન્માષ્ટમી | ક્યા માગું મૈં ક્યા માગું? ઐસી દૂંઠા સી જિંદગીમેં ક્યા માગું? |
| મોરલીએ મન મોહ્યાં રે! | ૨૭·૭·૪૦ | આરામ · જન્માષ્ટમી | વરઘોડો વરઘોડો રે વ્હાલમનો વરઘોડો રે |
| હરિ! આવો તો— | ૨૫·૮·૨૯ | લોકવાણી | રાજ્જા! પાણી ગ્યાંતાં |
| અંધ બનેલા પંડિતને | ૨૬·૭·૩૬ | ઊર્મિ | પૃથ્વી |
| પતંગ | ૨૮·૨·૩૪ | ઊર્મિ | શિખરિણી |
| ભમરી | ૧·૬·૩૪ | ઊર્મિ | શિખરિણી |
| દ્રષ્ટિભેદ | ૩૧·૩·૩૫ | આરામ · દી. અંક | શિખરિણી |
| કર્મનિર્ઝરી | ૩·૧૧·૩૪ | પ્રભાત · વાર્ષિક અંક | શિખરિણી |
| છેલ્લા શ્વાસે | ૩૧·૧·૩૫ | આરામ · દી. અંક | શિખરિણી |
| મેઘ | ૨૨·૮·૩૩ | ઊર્મિ | સ્રગ્ધરા |
| વાંસળી | ૧૯·૭·૪૦ | ગુજરાત સમાચાર દી. અંક | રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં |
| આશાની વેલ | ૫·૮·૪૦ | સ્ત્રીજીવન | પ્યારાને પારણે સોનાનાં બોર |
| કાંકરિયાની શરત્પૂર્ણિમા | ૧૦·૧·૩૭ | પ્રસ્થાન | મંદાક્રાન્તા, સ્રગ્ધરા, અનુષ્ટુપ, મિશ્રજાતિ, માલિની, હરિણી વગેરે. |
| ગાયકને | ૯·૨·૩૬ | કુમાર | અંજની ગીત |
| છોડ | ૨૫·૧૦·૩૪ | કુમાર | શિખરિણી |